ગુજરાત સરકારની આર્થિક સહાયથી પ્રકાશિત

# પરિષદ-પ્રમુખોનાં વ્યાખ્યાન

ગુજરાત ઇતિહાસ પરિષદ : અમદાવાદ

: પ્રકાશક :

ડૉ. ચીનુભાઈ નાયક
મંત્રીઓ વતી, ગુજરાત ઇતિહાસ પરિષદ
/o ભો. જે. વિદ્યાભવન, ર. છો. માર્ગ, અમદાવાદ, ૩૮૦૦૦૯







પ્રથમ આવૃત્તિ : ઈ. સ. ૧૯૭૮

કિંમત રૂ. ૪-૫૦







: મુદ્રક :
કાન્તિભાઈ મ. મિસ્ત્રી
આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ, ૩૮૦૦૦૧

# નિવેદન

ગુજરાત ઇતિહાસ પરિષદ તરફથી ગુજરાત સરકારની આર્થિક સહાય દ્વારા 'પરિષદ્-પ્રમુખોનાં વ્યાખ્યાન' પુસ્તકાકારે પ્રસિદ્ધ કરતાં આનંદ અને ગૌરવની લાગણી અનુભવીએ છીએ. ગુજરાત ઇતિહાસ પરિષદનાં આ વ્યાખ્યાન અધિવેશનનાં જુદાં જુદાં સ્થળોએ આપવામાં આવ્યાં હતાં, જેની વિગતો નીચે પ્રમાણે છે :

| અ. નં. | પ્રમુખનું નામ | અધિવેશનનું સ્થળ | વર્ષ |
|---|---|---|---|
| ૧. | ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી | અમદાવાદ | ૧૯૬૦ |
| ૨. | ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા | વડોદરા | ૧૯૬૨ |
| ૩. | પ્રો. કેશવલાલ હિં. કામદાર | વડોદરા | ૧૯૬૪ |
| ૪. | પ્રો. રસિકલાલ છો. પરીખ | વલ્લભવિદ્યાનગર | ૧૯૬૬ |
| ૫. | ડૉ. સતીશચંદ્ર મિશ્ર | રાજકોટ | ૧૯૬૮ |
| ૬. | ડૉ. હસમુખ ધીરજલાલ સાંકળિયા | દ્વારકા | ૧૯૭૦ |
| ૭. | ડૉ. રમણલાલ નાગરજી મહેતા | ભૂજ | ૧૯૭૨ |
| ૮. | પ્રો. કે. કા. શાસ્ત્રી | પાટણ | ૧૯૭૪ |

આ વ્યાખ્યાનોના વિષયોની સૂચિ અનુક્રમણીમાં આપેલી છે, જે જોવાથી તેના વૈવિધ્યનો ખ્યાલ આવશે. આ માટે બધા પ્રમુખોનો પણ અમારે આભાર માનવો ઘટે.

આ વ્યાખ્યાનો પ્રસિદ્ધ કરવા માટે ગુજરાત સરકારે ભાષા નિયામકશ્રી દ્વારા આર્થિક સહાય આપવાનું સ્વીકાર્યું છે તે માટે અમે તેમના આભારી છીએ.

આશા રાખીએ છીએ કે અમારાં અન્ય પ્રકાશનોની જેમ આ પ્રકાશન પણ ઉપયોગી નીવડશે.

ગુ. ઇ. પરિષદ
C/o ભો. જે. વિદ્યાભવન,
અમદાવાદ–૩૮૦૦૦૯

ચીનુભાઈ નાયક
કાંતિલાલ ત્રિપાઠી
મુગટલાલ બાવીસી
મંત્રીઓ

# અનુક્રમણી





# ગુજરાતના ઇતિહાસનું ખેડાણ

**હરિપ્રસાદ ગં. શાસ્ત્રી**, એમ. એ., પીએચ. ડી.

**જસ્ટીસ શેલત, સન્નારીઓ અને સજ્જનો,**

ગુજરાત ઇતિહાસ પરિષદના પ્રથમ પ્રમુખ તરીકે પરિષદના સભ્યોએ મારા જેવા નાનેરા અભ્યાસીની વરણી કરી તેને આકસ્મિક માનીને હું એ માટે આપ સહુનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

ગુજરાતમાં ઇતિહાસના અધ્યયન–સંશોધનની જે છૂટીછવાઈ પ્રવૃત્તિઓ ચાલે છે, તેને સંકલિત કરી વેગ આપવા ગુજરાત ઇતિહાસ પરિષદ જેવી સંસ્થા સ્થાપવાનો મનોરથ ઇન્ડિયન હિસ્ટરી કોંગ્રેસના અમદાવાદ અધિવેશન (૧૯૫૪) પ્રસંગે ઉદ્‌ભવ્યો, એના વલ્લભ વિદ્યાનગર અધિવેશન (૧૯૫૭) પ્રસંગે મૂર્ત સ્વરૂપ પામ્યો અને ગુજરાતી સાહિત્ય પરિષદના અમદાવાદ અધિવેશન (૧૯૫૯) પ્રસંગે અમલમાં મુકાયો. આમ એના આધાન અને જન્મને અન્ય પરિષદોનાં અધિવેશનો પ્રસંગે થતાં આપણાં અનૌપચારિક સંમેલનોથી પ્રોત્સાહન મળ્યું છે, તો હવે એનું શૈશવ એનાં પોતાનાં અધિવેશનોથી સંવર્ધન પામે એ સમુચિત છે. શૈશવોચિત પા પા પગલી સમા આ પહેલા સંમેલનને આપણે અધિવેશન જેવું ભારે નામ ન આપીએ, તો પણ આપણું આ સંમેલન ભવિષ્યનાં અધિવેશનોનું બીજારોપણ કરશે એવી આશા જરૂર રાખીએ.

ગુજરાતમાં ગુજરાતના, ભારતના અને જગતના ઇતિહાસનું અધ્યયન, સંશોધન અને લેખન થતું રહે એને ઉત્તેજન આપવું એ આ પરિષદનું ધ્યેય છે એમ હું સમજું છું.

ગુજરાત ઇતિહાસ પરિષદની પ્રવૃત્તિને શરૂ થયે બે વર્ષ પૂરાં થવા આવ્યાં છે. આ દરમ્યાન ગુજરાતના ઇતિહાસમાં મહત્ત્વનો બનાવ એ બન્યો કે ૧ લી મે, ૧૯૬૦ના રોજ ભારત દેશના મુંબઈ રાજ્યના ગુજરાતીભાષી જિલ્લાઓ ગુજરાત રાજ્યના વહીવટી એકમરૂપે સંકલિત થયા. સૌરાષ્ટ્ર તથા કચ્છ સમેત સમસ્ત ગુજરાતનો પ્રદેશ ઘણા સમયે–પૂરેપૂરા અર્થમાં

કહીએ તો પહેલી જ વાર—એકસરખા વહીવટવાળા એક શાસનતંત્ર નીચે મૂર્ત સ્વરૂપ પામ્યો. આનાથી ગુજરાતના વિકાસની તકો અને સગવડો વધી છે તેમજ આપણી ફરજો અને જવાબદારીઓ પણ વધી છે. આ વાત ગુજરાતના ઇતિહાસના અધ્યયન–સંશોધનને પણ લાગુ પડે છે.

*                    *                    *

આ બે વર્ષ દરમ્યાન આપણે ત્યાં ઇતિહાસને લગતાં જે પ્રકાશન બહાર પડયાં છે, તેની સમીક્ષા કરવી એ આ અધિવેશનના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાં અપેક્ષિત રહે છે એમ હું માનું છે.

આ સમયનાં પ્રકાશનોમાં સહુથી પહેલું નોંધપાત્ર છે વડોદરાની મ. સ. યુનિવર્સિટીએ તૈયાર કરાવેલું 'હિસ્ટૅારિકલ એન્ડ કલ્ચરલ ક્રૅાનોલૅાજી ઑફ ગુજરાત,' જેમાં ગુજરાતના ઇતિહાસની રાજકીય તથા સાંસ્કૃતિક નોંધપાત્ર ઘટનાઓનો સિલસિલાબંધ સાલવારી નીચે પરિચય આપવામાં આવ્યો છે. એની સામગ્રી ડૅા. મં. ર. મજમુદાર, ડૅા. હરિપ્રસાદ શાસ્ત્રી, શ્રી. હીરાલાલ કાપડિયા, શ્રી. અમૃત વસંત પંડયા અને ડૅા. અરુણોદય જાનીએ તૈયાર કરી છે અને એનું સામાન્ય સંપાદન ડૅા. મજમુદારે કર્યું છે. ગુજરાતના ઇતિહાસની આવી સળંગ રૂપરેખા લાંબા વખતની જરૂરિયાત પૂરી પાડે છે. આ પુસ્તક પ્રાચીનતમ કાલથી ઈ. સ. ૯૪૨ સુધીના સમયને આવરી લે છે. સોલંકી કાલ અને સલ્તનત કાલ જેવા ઉજ્જવલ કાલોને લગતા એના પછીના ખંડ તૈયાર કરાવી મ. સ. યુનિવર્સિટી આ યોજનાને ૧૯૬૦ સુધી પહોંચાડી પરિપૂર્ણ કરે એ ઇષ્ટ છે.

ગુજરાતના ઇતિહાસને લગતું બીજું પુસ્તક છે ડૅા. ભા. આ. સાલેતોરનું 'મેઇન કરન્ટ્સ ઇન ધી ઍન્શ્યન્ટ હિસ્ટરી ઑફ ગુજરાત,' જે પણ મ. સ. યુનિવર્સિટીનું પ્રકાશન છે. એમાં લેખકે આઝાદ ભારતના ઘડતરમાં મહત્ત્વનો ફાળો આપનાર ગુજરાતની બે વિભૂતિઓ—મહાત્માજી અને સરદારના ઘડતર પાછળ રહેલી ગુજરાતની ઐતિહાસિક ભૂમિકા સમજાવવાનો યત્ન કર્યો છે.

ડૅા ભોગીલાલ સાંડેસરાનું 'સંશોધનની કેડી' એ એમના ઇતિહાસ–સંશોધનને લગતા તથા પ્રાચીન સાહિત્યને લગતા લેખોનો સંગ્રહ છે. એમાં આપણા એ ઇતિહાસ-રસિક વિદ્વાને લખેલા ગુજરાત અને ભારતને લગતા સાંસ્કૃતિક ઇતિહાસ–સંશોધનના અનેક વિષયોનું અભ્યાસપૂર્ણ નિરૂપણ થયું છે.

અલીઆબાડાના હરિભાઈ સંશોધન મંદિરે પ્રાચીન ભારતીય ઇતિહાસના મૂળ ગ્રન્થોને ગુજરાતીમાં અનૂદિત કરી પ્રસિદ્ધ કરવાની યોજના શરૂ કરી છે. તેના પ્રથમ સંપાદન તરીકે 'પેરિપ્લસ'નો ડૉ. દુષ્યન્ત પંડયાએ કરેલો અનુવાદ પ્રગટ થયો છે. ઇતિહાસના મૂળ ગ્રન્થોનાં આવાં અનુવાદ-પ્રકાશન ગુજરાતમાં ઇતિહાસના અધ્યયનને ઉત્તેજન આપવામાં ઉપકાર નીવડશે.

ઑલ-ઇન્ડિયા ઓરિએન્ટલ કૉન્ફરન્સના ૨૧ મા અધિવેશનના ઇતિહાસ વિભાગના પ્રમુખપદેથી શ્રી. ડોલરરાય ર. માંકડે 'સ્ટડીઝ ઇન પુરાણિક હિસ્ટરી, જીનીએલોજીઝ ઍન્ડ ક્રોનોલોજી ઇન મૉડર્ન ટાઇમ્સ' વિશે આપેલું વ્યાખ્યાન ભારતીય ઇતિહાસ-અધ્યયનના એ પાસાની અભ્યાસપૂર્ણ સમીક્ષા રજૂ કરે છે.

સંસ્કૃત સાહિત્યમાં ગુજરાતના કવિઓએ આપેલા ફાળામાં નોંધપાત્ર ગણાય તેવું, કવિ સોમેશ્વર કૃત 'ઉલ્લાઘ-રાઘવ' નામે અપ્રસિદ્ધ નાટક વડોદરાના પ્રાચ્ય મંદિર તરફથી પ્રસિદ્ધ થયું છે, જેનું સંપાદન મુનિશ્રી પુણ્યવિજયજી તથા ડૉ. સાંડેસરાએ કર્યું છે.

એ સંસ્થાનું બીજું પ્રકાશન છે વિષ્ણુધર્મોત્તર-પુરાણના પ્રાચીન ભારતીય કલા વિશેના તૃતીય ખંડનું ડૉ. પ્રિયબાળા શાહે કરેલું વિવેચન.

ગુજરાત રાજ્યની સ્થાપના સમયે શ્રી. ભોગીલાલ ગાંધીએ તૈયાર કરેલું 'ગુજરાત દર્શન' ગુજરાતને લગતી સામાન્ય માહિતી આપે છે.

આ ઉપરાંત મુનિ વિશાલવિજયજીની સતત ચાલતી લેખનપ્રવૃત્તિમાં 'રાધનપુર પ્રતિમા-લેખ સંદોહ,' 'રાધનપુર,' 'મુંડસ્થલ મહાતીર્થ' અને 'કુંભારિયાજી તીર્થ' જેવાં પુસ્તકો બહાર પડ્યાં છે, જે જૈન તીર્થોના અભ્યાસની ઐતિહાસિક સામગ્રી પૂરી પાડે છે.

ખંભાતના શ્રી. નર્મદાશંકર ત્ર્ય. ભટ્ટે સ્કન્દપુરાણના 'કુમારિકાખંડ'નો અનુવાદ કરીને ગુજરાતના એ પ્રાચીન તીર્થક્ષેત્રના પૌરાણિક વૃત્તાંતને ગુજરાતીમાં પ્રગટ કર્યો છે. ગુજરાતનાં અન્ય તીર્થક્ષેત્રોના પૌરાણિક ખંડ પણ ઐતિહાસિક દૃષ્ટિએ અભ્યાસ કરવા જેવા છે.

ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૧ મા અધિવેશનના ઇતિહાસ-પુરાતત્ત્વ વિભાગના પ્રમુખપદેથી ડૉ. હ. ધી. સાંકળિયાએ આપેલું વ્યાખ્યાન માનવ-ઇતિહાસમાં ગુજરાતે આપેલા ફાળાનું વિહંગાવલોકન રજુ કરે છે.

કહીએ તો પહેલી જ વાર–એકસરખા વહીવટવાળા એક શાસનતંત્ર નીચે મૂર્ત સ્વરૂપ પામ્યો. આનાથી ગુજરાતના વિકાસની તકો અને સગવડો વધી છે તેમજ આપણી ફરજો અને જવાબદારીઓ પણ વધી છે. આ વાત ગુજરાતના ઇતિહાસના અધ્યયન–સંશોધનને પણ લાગુ પડે છે.

*　　　*　　　*

આ બે વર્ષ દરમ્યાન આપણે ત્યાં ઇતિહાસને લગતાં જે પ્રકાશન બહાર પડયાં છે, તેની સમીક્ષા કરવી એ આ અધિવેશનના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાં અપેક્ષિત રહે છે એમ હું માનું છે.

આ સમયનાં પ્રકાશનોમાં સહુથી પહેલું નોંધપાત્ર છે વડોદરાની મ. સ. યુનિવર્સિટીએ તૈયાર કરાવેલું 'હિસ્ટોરિકલ એન્ડ કલ્ચરલ ક્રોનોલૉજી ઑફ ગુજરાત,' જેમાં ગુજરાતના ઇતિહાસની રાજકીય તથા સાંસ્કૃતિક નોંધપાત્ર ઘટનાઓનો સિલસિલાબંધ સાલવારી નીચે પરિચય આપવામાં આવ્યો છે. એની સામગ્રી ડૉ. મં. ર. મજમુદાર, ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી, શ્રી. હીરાલાલ કાપડિયા, શ્રી. અમૃત વસંત પંડયા અને ડૉ. અરુણોદય જાનીએ તૈયાર કરી છે અને એનું સામાન્ય સંપાદન ડૉ. મજમુદારે કર્યું છે. ગુજરાતના ઇતિહાસની આવી સળંગ રૂપરેખા લાંબા વખતની જરૂરિયાત પૂરી પાડે છે. આ પુસ્તક પ્રાચીનતમ કાલથી ઈ. સ. ૯૪૨ સુધીના સમયને આવરી લે છે. સોલંકી કાલ અને સલ્તનત કાલ જેવા ઉજ્જવલ કાલોને લગતા એના પછીના ખંડ તૈયાર કરાવી મ. સ. યુનિવર્સિટી આ યોજનાને ૧૯૬૦ સુધી પહોંચાડી પરિપૂર્ણ કરે એ ઇષ્ટ છે.

ગુજરાતના ઇતિહાસને લગતું બીજું પુસ્તક છે ડૉ. ભા. આ. સાલેતોરનું 'મેઇન કરન્ટ્સ ઇન ધી ઍન્શ્યન્ટ હિસ્ટરી ઑફ ગુજરાત,' જે પણ મ. સ. યુનિવર્સિટીનું પ્રકાશન છે. એમાં લેખકે આઝાદ ભારતના ઘડતરમાં મહત્ત્વનો ફાળો આપનાર ગુજરાતની બે વિભૂતિઓ–મહાત્માજી અને સરદાર ના ઘડતર પાછળ રહેલી ગુજરાતની ઐતિહાસિક ભૂમિકા સમજાવવાનો યત્ન કર્યો છે.

ડૉ ભોગીલાલ સાંડેસરાનું 'સંશોધનની કેડી' એ એમના ઇતિહાસ–સંશોધનને લગતા તથા પ્રાચીન સાહિત્યને લગતા લેખોનો સંગ્રહ છે. એમાં આપણા એ ઇતિહાસ-રસિક વિદ્વાને લખેલા ગુજરાત અને ભારતને લગતા સાંસ્કૃતિક ઇતિહાસ–સંશોધનના અનેક વિષયોનું અભ્યાસપૂર્ણ નિરૂપણ થયું છે.

અલીઆબાડાના હરિભાઈ સંશોધન મંદિરે પ્રાચીન ભારતીય ઇતિહાસના મૂળ ગ્રન્થોને ગુજરાતીમાં અનૂદિત કરી પ્રસિદ્ધ કરવાની યોજના શરૂ કરી છે. તેના પ્રથમ સંપાદન તરીકે 'પેરિપ્લસ'નો ડૉ. દુષ્યન્ત પંડયાએ કરેલો અનુવાદ પ્રગટ થયો છે. ઇતિહાસના મૂળ ગ્રન્થોનાં આવાં અનુવાદ-પ્રકાશન ગુજરાતમાં ઇતિહાસના અધ્યયનને ઉત્તેજન આપવામાં ઉપકાર નીવડશે.

ઑલ-ઇન્ડિયા ઓરિએન્ટલ કૉન્ફરન્સના ૨૧ મા અધિવેશનના ઇતિહાસ વિભાગના પ્રમુખપદેથી શ્રી. ડોલરરાય રં. માંકડે 'સ્ટડીઝ ઇન પુરાણિક હિસ્ટરી, જીનીએલોજીઝ ઍન્ડ ક્રોનોલોજી ઇન મૉડર્ન ટાઇમ્સ' વિશે આપેલું વ્યાખ્યાન ભારતીય ઇતિહાસ-અધ્યયનના એ પાસાની અભ્યાસપૂર્ણ સમીક્ષા રજૂ કરે છે.

સંસ્કૃત સાહિત્યમાં ગુજરાતના કવિઓએ આપેલા ફાળામાં નોંધપાત્ર ગણાય તેવું, કવિ સોમેશ્વર કૃત 'ઉલ્લાઘ-રાઘવ' નામે અપ્રસિદ્ધ નાટક વડોદરાના પ્રાચ્ય મંદિર તરફથી પ્રસિદ્ધ થયું છે, જેનું સંપાદન મુનિશ્રી પુણ્યવિજયજી તથા ડૉ. સાંડેસરાએ કર્યું છે.

એ સંસ્થાનું બીજું પ્રકાશન છે વિષ્ણુધર્મોત્તર-પુરાણના પ્રાચીન ભારતીય કલા વિશેના તૃતીય ખંડનું ડૉ. પ્રિયબાળા શાહે કરેલું વિવેચન.

ગુજરાત રાજ્યની સ્થાપના સમયે શ્રી. ભોગીલાલ ગાંધીએ તૈયાર કરેલું 'ગુજરાત દર્શન' ગુજરાતને લગતી સામાન્ય માહિતી આપે છે.

આ ઉપરાંત મુનિ વિશાલવિજયજીની સતત ચાલતી લેખનપ્રવૃત્તિમાં 'રાધનપુર પ્રતિમા-લેખ સંદોહ,' 'રાધનપુર,' 'મુંડસ્થલ મહાતીર્થ' અને 'કુંભારિયાજી તીર્થ' જેવાં પુસ્તકો બહાર પડ્યાં છે, જે જૈન તીર્થોના અભ્યાસની ઐતિહાસિક સામગ્રી પૂરી પાડે છે.

ખંભાતના શ્રી. નર્મદાશંકર ત્ર્ય. ભટ્ટે સ્કન્દપુરાણના 'કુમારિકાખંડ'નો અનુવાદ કરીને ગુજરાતના એ પ્રાચીન તીર્થક્ષેત્રના પૌરાણિક વૃત્તાંતને ગુજરાતીમાં પ્રગટ કર્યો છે. ગુજરાતનાં અન્ય તીર્થક્ષેત્રોના પૌરાણિક ખંડ પણ ઐતિહાસિક દૃષ્ટિએ અભ્યાસ કરવા જેવા છે.

ગુજરાતી સાહિત્ય પરિષદના ૨૧ મા અધિવેશનના ઇતિહાસ-પુરાતત્ત્વ વિભાગના પ્રમુખપદેથી ડૉ. હ. ધી. સાંકળિયાએ આપેલું વ્યાખ્યાન માનવ-ઇતિહાસમાં ગુજરાતે આપેલા ફાળાનું વિહંગાવલોકન રજુ કરે છે.

કોંગ્રેસના ભાવનગર અધિવેશન પ્રસંગે પ્રગટ થયેલો, ગુજરાતનો સર્વાંગી પરિચય આપતો સ્મૃતિગ્રંથ ગુજરાતના સામાન્ય સર્વસંગ્રહની ભૂમિકા પૂરી પાડે છે.

ગુજરાત રાજ્યે બહાર પાડેલી, 'બ્રોચ ડિસ્ટ્રિક્ટ' (ભરૂચ જિલ્લા)-ના ગેઝેટિયરની સુધારાવધારાવાળી આવૃત્તિથી ગુજરાત રાજ્યના જુદા જુદા જિલ્લાઓના ગેઝેટિયરની પુનરાવૃત્તિની શરૂઆત થઈ છે. મુંબઈ ઇલાકાના ગેઝેટિયરના પહેલા ગ્રંથના પહેલા ભાગમાં આપેલો ગુજરાતનો ઇતિહાસ ગુજરાત રાજ્યની આ યોજનામાં અધિકારી અભ્યાસીઓને હાથે પુનરાવર્તન પામી જલદી બહાર પડે તો ઘણું સારું.

ડૉ. ઉમાકાન્ત શાહનું 'સ્કલ્પ્ચર્સ ફ્રોમ શામળાજી ઍન્ડ રોડા ઇન ધી બરોડા મ્યૂઝિયમ' સાબરકાંઠા જિલ્લાના એ પ્રદેશની શિલ્પકલાનું અભ્યાસ-પૂર્ણ નિરૂપણ કરે છે.

ગુજરાત સ્થળનામ સંસદના ઉપક્રમે 'પાટણનાં સ્થળનામો' વિશે શ્રી. કનૈયાલાલ ભાઈશંકર દવેએ આપેલું સંભાષણ ગુજરાતના એ પ્રાચીન પાટનગરનાં અર્વાચીન સ્થળનામોનો ઇતિહાસ રજુ કરે છે.

મ. સ. યુનિવર્સિટીએ પ્રગટ કરેલું શ્રી હર્ષદ ત્રિવેદીનું 'ધી મેર્સ ઑફ સૌરાષ્ટ્ર' મહેર લોકોના સામાજિક બંધારણ તથા વહીવટી સંગઠનની માહિતી આપે છે.

સૂરતના ચુનીલાલ ગાંધી વિદ્યાભવને શ્રી. જ. મ. શેલતનું 'ધી ટ્રેજેડી ઑફ શાહજહાન' વિશેનું વાર્ષિક વ્યાખ્યાન પ્રગટ કર્યું, જેમાં વિદ્વાન વક્તાએ અગાઉ લખેલા 'અકબર' ગ્રંથના જેવી વિશદ અને રસપ્રદ શૈલીમાં ભારતના એ મુઘલ શહેનશાહની કરુણ ઉત્તરાવસ્થાનું તેમજ શાહજાદા દારાના ઉદાત્ત ચરિતનું અભ્યાસપૂર્ણ નિરૂપણ કર્યું છે.

ઇતિહાસોપયોગી સાહિત્યમાં એ વર્ષમાં આવાં વિવિધ પ્રકાશન બહાર પડે એ ખરેખર સંતોષકારક ગણાય.

× × ×

છતાં આપણે ઇતિહાસના અધ્યયન અને લેખનમાં ઘણી મંદ ગતિથી આગળ વધી રહ્યા છીએ એવું કહું તો એ અસ્થાને નથી.

ગુજરાતના ઇતિહાસને ઉપયોગી એવી કેટલીક વિવિધ સામગ્રી સંસ્કૃત–પ્રાકૃત તથા અરબી–ફારસી સાહિત્યમાં રહેલી છે. પરંતુ એમાં વિષય

કે કાલની મોટી મર્યાદા નજરે પડે છે. પુરાણો પ્રાયઃ જુદાં જુદાં તીર્થક્ષેત્રોનું માહાત્મ્ય વર્ણવે છે કે હરિવંશ જેવા એકાદ વંશનું નિરૂપણ કરે છે. જૈન સાહિત્ય પ્રાયઃ અરિષ્ટનેમિ, વિમલ, કુમારપાલ કે વસ્તુપાલ જેવા મહાપુરુષનું ચરિત આલેખે છે કે વનરાજ, શિલાદિત્ય, મૂલરાજ ઇત્યાદિને લગતા પ્રબંધ આપે છે. હેમચંદ્રાચાર્ય, અરિસિંહ, ઉદયપ્રભ અને સોમેશ્વર જેવા કવિઓ અણહિલપાટકના રાજાઓનો વૃત્તાંત વર્ણવે છે, જેમાં વનરાજથી વીસલદેવ સુધીના રાજાઓની હકીકત મળે છે.

અરબી–ફારસીમાં ગુજરાતના અમુક અમુક સુલતાનની તેમજ સમસ્ત સલ્તનતની તવારીખ લખાઈ. 'મિરાતે અહમદી'માં વનરાજ ચાવડાથી માંડીને મુઘલ સત્તાના અંત સુધીનો લગભગ એક હજાર વર્ષનો સળંગ ઇતિહાસ નિરૂપાયો. મરાઠા કાલને અંતે 'ગુર્જરદેશભૂપાવલી'માં મહાવીર સ્વામીના નિર્વાણથી માંડીને અઢારમા શતકના અંત સુધીની રાજવંશાવળીઓ રજૂ થઈ.

અર્વાચીન કાલમાં ફાર્બસે આનુશ્રુતિક સામગ્રી પરથી ગુજરાતનો સળંગ ઇતિહાસ તૈયાર કર્યો, જે 'રાસમાલા' નામથી ૧૮૫૦ માં અંગ્રેજીમાં બહાર પડયો. મુંબઈ ઇલાકાની સરકારે એના ગૅઝેટિયરના પહેલા ગ્રંથ માટે સાહિત્ય, અભિલેખો, સિક્કાઓ અને પુરાતન અવશેષોને આધારે ગુજરાતના પ્રાચીન કાલનો, મુસલમાન કાલનો અને મરાઠા કાલનો ઇતિહાસ તૈયાર કરાવી ૧૮૯૬ માં પ્રસિદ્ધ કર્યો. એના પરથી શ્રી. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈએ ગુજરાતીમાં 'ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ' અને 'ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ' નામે રૂપરેખા રજૂ કરી.

આ વીસમી સદીના ૭ દસકા દરમ્યાન ગુજરાતના ઇતિહાસના જુદાજુદા કાલ અંગે તથા એના જુદા જુદા પાસા અંગે તલસ્પર્શી અભ્યાસ થયો છે અને ગુજરાતના ઇતિહાસનું વધુ સંગીન અને સર્વાંગી નિરૂપણ કરવા માટે ઉપયોગી એવી ઘણી સાધનસામગ્રી ઉપલબ્ધ થઈ છે. છતાં ગુજરાતનો સળંગ સમગ્ર ઇતિહાસ ભાગ્યે જ લખાયો છે. કોઈ ગ્રંથ માત્ર સૌરાષ્ટ્ર કે કચ્છનો ઇતિહાસ આપે છે, કોઈ ગ્રંથ કેવલ મૈત્રક કાલ, સોલંકી કાલ કે સલ્તનત કાલનું નિરૂપણ કરે છે, તો કોઈ ગ્રંથ ચાવડા–સોલંકી કાલ કે સલ્તનત–મુઘલ કાલ કે બહુ તો સમસ્ત પ્રાચીન કાલને આવરી લે છે, પરંતુ છેક પ્રાગૈતિહાસિક કાલથી માંડીને આધુનિક કાલ સુધીના સમગ્ર સમયને તથા સૌરાષ્ટ્ર–કચ્છ સમેત સમસ્ત ગુજરાતને આવરી લે તેવો

ઇતિહાસ ક્યારે લખાશે? ભારતના ઇતિહાસ વિશે, સ્વરાજ્ય મળ્યા પછી, નવાનવા અનેક ગ્રંથ બહાર પડતા રહે છે, જ્યારે ગુજરાતના ઇતિહાસની બાબતમાં એવું નવચેતન ભાગ્યે જ નજરે પડે છે.

ગુજરાતનો સમગ્ર અને સર્વાંગી ઇતિહાસ તૈયાર કરવાનો સમય પાક્યો છે? કે હજી એના જરૂરી આકરો તપાસવાના બાકી છે? છેલ્લી પચીસીમાં ગુજરાતના ઇતિહાસના જુદાજુદા કાલ વિશે જે પંદરેક ગ્રંથ પ્રગટ થયા છે, તેમાં આપેલી માહિતી એકત્ર કરી એમાંથી ગુજરાતનો સળંગ સમગ્ર ઇતિહાસ તૈયાર કરી શકાય કે કેમ? કે એવો ઇતિહાસ તૈયાર કરતા પહેલાં હજી કંઈ સાધન-સામગ્રીનો અભ્યાસ કરવો પડે એમ છે?

* * *

ગુજરાતના ઇતિહાસના જુદા જુદા કાલને લગતી કેટલીક સામગ્રી વિચારીએ.

પ્રાગૈતિહાસિક કાલના પૂર્વ પાષાણયુગ, મધ્ય પાષાણયુગ અને ઉત્તર પાષાણયુગની સંસ્કૃતિના આવશેષો સાબરમતી, મહી, નર્મદા, ભાદર વગેરે નદીઓ પાસે મળ્યા છે, તેને વિશે ડૉ. સાંકળિયાનું એક પુસ્તક બહાર પડયું છે, મિ. ઝ્યુનરની એક પુસ્તિકા પ્રગટ થઈ છે, અને ડૉ. સુબ્બારાવના એક પુસ્તકમાં એક પ્રકરણ આપેલું છે. આ પરથી તેમજ એ વિશે ડૉ ર. ના. મહેતા, શ્રી. પ્ર. પ્રે. પંડયા, શ્રી. જયેન્દ્ર નાણાવટી, શ્રી. અ. વ. પંડયા વગેરે પુરાતત્ત્વ-સંશોધકોએ લખેલા લેખો પરથી ગુજરાતના પ્રાગિતિહાસ વિશેનું પ્રકરણ તૈયાર કરી શકાય.

પુરાતત્ત્વીય અન્વેષણો અને ઉત્ખનનોથી પ્રકાશમાં આવેલાં આદ્ય-ઐતિહાસિક કાલની તામ્ર-કાંસ્ય સંસ્કૃતિનાં જે કેન્દ્ર રંગપુર, લોથલ, રોઝડી, સોમનાથ, દેસલપુર, ભાગાતરાવ વગેરે સ્થળોએ મળી આવ્યાં છે, તેને લગતા સત્તાવાર અને વિગતવાર અહેવાલ ભાગ્યે જ બહાર પડયા છે. એ બહાર ન પડે, ત્યાં સુધી 'ઇન્ડિયન આર્કિયોલૉજી'ની વાર્ષિક સમીક્ષાઓમાં આવતી નોંધો જેવાં લખાણો પર આધાર રાખવો રહ્યો.

આવાં પુરાતત્ત્વીય સંશોધનોની પ્રવૃત્તિઓ હરહમેશ ચાલુ રહેવાની; એના અહેવાલો વહેલામોડા બહાર પડતા રહેવાના, અને એ પુરાતન કાલના ઇતિહાસના પ્રકરણમાં અવારનવાર સુધારો-વધારો કરતા રહેવાની જરૂર પડવાની.

પૌરાણિક અનુશ્રુતિથી જાણવા મળતા આદ્ય-ઐતિહાસિક કાલમાં આર્યોના અને શ્રીકૃષ્ણના પ્રશ્ન વિશે 'ગ્લોરી ધૅટ વૉઝ ગુર્જરદેશ'નો ભાગ ૧ માં ઘણી છણાવટ કરવામાં આવી છે. છતાં પુરાણો પરથી શાર્યાતો, આનર્તો, રૈવતો અને યાદવો વિશે વિશેષ માહિતી મળે તેમ છે. એક વિદ્યાર્થિનીએ યાદવ વંશના પૌરાણિક વૃત્તાંત વિશે મહાનિબંધ તૈયાર કરવાનું શરૂ કર્યું છે એ પરથી સૌરાષ્ટ્રમાં વસેલા સાત્વતો વિશે ઘણી માહિતી મળશે. શાર્યાત-આનર્ત-રૈવતના અત્યલ્પ શાસનકાલ વિશે, કુશસ્થલી-દ્વારવતીના સ્થળનિર્ણય વિશે અને યાદવોને લગતી જૈન પરંપરાના તુલનાત્મક અભ્યાસ વિશે વધુ અધ્યયન-સંશોધન કરવા જેવું છે.

સિંહપુરના રાજપુત્ર વિજયે વસાવેલી સિંહલ વસાહત વિશે સિલોનની અનુશ્રુતિનાં મૂળ લખાણોને નવેસર તપાસવાં જોઈએ.

પ્રાગ્-મૌર્ય કાલના ઇતિહાસ અંગે સંસ્કૃત-પાલિ-પ્રાકૃત સાહિત્યને વધુ વિગતવાર તપાસવું જરૂરી છે.

મૌર્ય કાલથી માંડીને હેમચન્દ્રાચાર્યના સમય સુધીના રાજકીય-સાંસ્કૃતિક ઇતિહાસની રૂપરેખા હેમચન્દ્રાચાર્યના જીવન તથા કાર્યની ભૂમિકા રૂપે શ્રી. રસિકલાલ છો. પરીખે 'ઇન્ટ્રોડક્શન ટુ ધી હિસ્ટરી ઑફ ગુજરાત'માં આપી છે તેમજ અસુરોથી માંડીને વાઘેલાઓના સમય સુધીના ઇતિહાસની રૂપરેખા શ્રી. રત્નમણિરાવે ઇસ્લામ યુગની ભૂમિકારૂપે આલેખી છે.

મહાભારત અને પુરાણોની રચના જુદા જુદા સમયે થઈ છે. છતાં એનો વિશ્લેષાત્મક અભ્યાસ કરવામાં આવે, તો ગુજરાતની પ્રાચીન પરંપરા વિશે ઘણું જાણવાનું મળે તેમ છે. ગુજરાત વિદ્યાસભા તરફથી શ્રી. ઉમાશંકર જોશીએ 'પુરાણોમાં ગુજરાત'નો ભૌગોલિક ખંડ તૈયાર કર્યો એ આ દૃષ્ટિએ ઘણો ઉપયોગી છે. એવી રીતે મહાભારત અને પુરાણોમાંથી ગુજરાતના પ્રાચીન રાજાઓ, ઋષિઓ, બ્રાહ્મણો, વણિકો વગેરે વર્ગોની વ્યક્તિઓને લગતો મનુષ્ય ખંડ તૈયાર કરવાની જરૂર રહેલી છે.

ગુજરાત વિદ્યાસભાની એ શ્રેણીમાં ડૉ. ભોગીલાલ સાંડેસરાએ 'જૈન આગમોમાં ગુજરાત'ને લગતી માહિતી તારવી, તેનો પણ ઇતિહાસમાં ઉપયોગ કરવા જેવો છે. આગમેતર પ્રાકૃત સાહિત્યની કૃતિઓમાંથી એવી માહિતી તારવવામાં આવે, તો ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસ વિશે ઘણી માહિતી મળે તેમ છે. આ વાત ગુજરાતમાં લખાયેલી સંસ્કૃત કૃતિઓને પણ લાગુ પડે છે.

મૌર્ય કાલ વિશે રુદ્રદામાનો લેખ, કૌટિલ્યનું અર્થશાસ્ત્ર અને અશોકના લેખો જે માહિતી પૂરી પાડે છે તેમાં પુરાતન અવશેષો કંઈ ઉમેરો કરે છે.

અપલદત્ત અને મેનન્દર જેવા ભારતીય–યવન રાજાઓના શાસન અને પાટનગરનો પ્રશ્ન વિવાદગ્રસ્ત બન્યો છે. પાતંજલ મહાભાષ્ય, 'પેરિપ્લસ' અને સિક્કાઓ તેમજ જૈન સાહિત્યમાં જણાવેલી પ્રાચીન સૂરિઓને લગતી અનુશ્રુતિઓ આ અનુ–મૌર્ય કાલના અધ્યયન માટે સામગ્રી પૂરી પાડે છે.

'ક્રોનોલોજી ઓફ ગુજરાત' આવી પ્રકીર્ણ સામગ્રીના ઉપયોગનો ઠીક અંગુલિનિર્દેશ કરે છે.

ક્ષત્રપકાલ એ તો ગુજરાતના પ્રાચીન ઇતિહાસનું એક મોટું પ્રકરણ છે. ક્ષત્રપોની ઉત્પત્તિ, ક્ષહરાત ક્ષત્રપોની રાજધાની, ભૂમક અને ચષ્ટનનો તેમજ નહપાન અને નભોવાહનનો સંબંધ, મહાક્ષત્રપ અને ક્ષત્રપ વચ્ચેનો ભેદ, ઈશ્વરદત્તનો શાસનકાલ, શક સંવતની ઉત્પત્તિ, ક્ષત્રપોનો ધર્મ એવા અનેક પ્રશ્ન વિચારવાના રહે છે. ક્ષત્રપોના શિલાલેખો અને સિક્કાઓનો વિગતવાર સંગ્રહગ્રંથ બહાર પડે એ મૂળ સાધનસાગ્રીના તલસ્પર્શી અભ્યાસ માટે ઘણું જરૂરી છે. સૌરાષ્ટ્રના ગુહા–વિહારો ઉપરાંત બોરિયા, ઈંટવા અને દેવની મોરીના ઈંટેરી સ્તૂપો અને વિહારોની શોધ આ કાલનાં બૌદ્ધ–જૈન ધર્મસ્થાનકો વિશે વિશેષ પ્રકાશ પાડે છે. એક વિદ્યાર્થીએ ક્ષત્રપકાલીન ગુજરાતના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસ વિશે મહાનિબંધ તૈયાર કરવાનું શરૂ કર્યું છે. એ મહાનિબંધ પૂરો થયે ગુજરાતના આ લાંબા કાલ વિશે ઘણી માહિતી મળશે.

ગુપ્તકાલ ગુજરાતના ઇતિહાસમાં ઘણો ટૂંકો સમય રોકે છે. પરંતુ એમાં શર્વ ભટ્ટારકના કુલનો અને ચંદ્રગુપ્ત બીજાના વિજયનો પ્રશ્ન અણ-ઉકલ્યો રહ્યો છે. ચંદ્રગુપ્ત, કુમારગુપ્ત અને સ્કંદગુપ્તના ચાંદીના સિક્કાઓની વિગતવાર સૂચિ બનાવવાની જરૂર છે. ગોપના મંદિરની સ્થાપત્યશૈલી વધુ તુલનાત્મક અભ્યાસ માગે છે.

મૈત્રકકાલ એ ગુજરાતના પ્રાચીન ઇતિહાસનો બીજો લાંબો અને ઉજ્જવલ કાલ છે. આમાં વલભીના મૈત્રક રાજ્ય વિશે ડૉ. કૃષ્ણાકુમારી વીરજીના 'ઍન્શ્યન્ટ હિસ્ટરી ઑફ સૌરાષ્ટ્ર'માં ઇતિહાસ તથા સંસ્કૃતિનું નિરૂપણ થયેલું છે; ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીના 'મૈત્રકકાલીન ગુજરાત'માં અન્ય સમકાલીન રાજ્યો સમેત સમસ્ત ગુજરાતનો એ કાલનો રાજકીય

તથા સાંસ્કૃતિક ઇતિહાસ આપવામાં આવ્યો છે. આ બે પુસ્તકો દ્વારા મૈત્રકકાલના ઇતિહાસની ઘણી છણાવટ થઈ ચૂકી છે.

પરંતુ મૈત્રક કાલ અને સોલંકી કાલ વચ્ચે રહેલો ચાવડા કાલ એ ગુજરાતના પ્રાચીન ઇતિહાસનો ઘણો ગૂંચવણભર્યો કાલ છે. ચાવડાઓની વંશાવળી વિશે શ્રી. રામલાલ ચૂનીલાલ મોદીએ ઠીક ઊહાપોહ કર્યો છે તેમજ શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીએ ચાવડાઓને લગતા પ્રશ્નોની ઠીક છણાવટ કરી છે. 'ગ્લોરી ધેટ વોઝ ગુર્જરદેશ'ના ભાગ ૩ માં શ્રી. ક. મા. મુનશીએ જય-શિખરીને હરાવનાર કનોજના રાજાને પ્રતીહારવંશના નાગભટ બીજા તરીકે ઓળખાવી વનરાજનો સમય સો–સવાસો વર્ષ મોડો મૂકવાનું સૂચવ્યું છે તેમજ ભૂવડ મૂળરાજ સોલંકીનો પૂર્વજ હોવાની અનુશ્રુતિને સમર્થન આપ્યું છે. આમાંનું પહેલું સૂચન ઘણે અંશે સ્વીકાર્ય લાગે છે, પરંતુ તો પછી ચાવડા વંશના શાસનકાલમાં સવાસો વર્ષનો મોટો કાપ પડે છે. ચાવડાઓનું રાજ્ય પ્રતીહારો અને રાષ્ટ્રકૂટોની સત્તાને લઈને વિસ્તારમાં ઘણું મર્યાદિત હોવાનું માલૂમ પડે છે તેમ સમયમાનમાં યે ઘણું મર્યાદિત હોય એવી શંકા ઉપસ્થિત થાય છે. આથી આ અનુ–મૈત્રક કાલના ઇતિહાસની તમામ ઉપ-લબ્ધ સાધનસામગ્રી તપાસી એ કાલના રાજકીય ઇતિહાસમાં ચાવડા રાજ્યના સ્થાનનું નવેસર મૂલ્યાંકન કરવું જોઈશે તેમજ એ કાલની સંસ્કૃતિનું તારણ કરવું જોઈશે.

ગુજરાતના પ્રાચીન ઇતિહાસકારો અણહિલપાટકના ચાવડા અને સોલંકી વંશના રાજાઓનું ચરિત આલેખતા અને શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીએ એમાં એ કાલને લગતી અભિલેખો, સાહિત્ય અને પુરાતન અવશેષોની અન્ય સામગ્રી ઉમેરી 'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ' તૈયાર કર્યો છે. એમાં રાજકીય ઇતિહાસની ઘટનાઓનું નિરૂપણ કરવામાં આવ્યું છે, પરંતુ સાંસ્કૃતિક વિષયોનો માત્ર આછો નિર્દેશ જ કરેલો છે. 'ધી ગ્લોરી ધેટ વોઝ ગુર્જરદેશ'ના ભાગ ૩ માં શ્રી. મુનશીએ સોલંકી સામ્રાજ્યની યશોગાથા રજૂ કરી છે, એમાં ય મોટે ભાગે રાજકીય ઇતિહાસ નિરૂપાયો છે. ડૉ. અશોકકુમાર મજુમદારે 'ચાલુક્યઝ ઑફ ગુજરાત'માં એ રાજ્યના ઇતિહાસ ઉપરાંત રાજ્યશાસન ધર્મ કલા અને સમાજનું નિરૂપણ કર્યું છે. પરંતુ જેમાં સોલંકી કાલે ઘણી મોટી સિદ્ધિ દર્શાવી છે તેવા સાહિત્યનું નિરૂપણ કર્યું નથી. હેમચન્દ્રાચાર્યની વિવિધવિષયક કૃતિઓ વિશે શ્રી. રસિક-લાલ છો. પરીખે 'કાવ્યાનુશાસન'ની પ્રસ્તાવનામાં તથા હેમચન્દ્રાચાર્યના

શિષ્યોની લેખન પ્રવૃત્તિઓ વિશે ડૉ. સાંડેસરાએ 'ઇતિહાસની કેડી'માં વિશદ ખ્યાલ આપ્યો છે, ડૉ. સાંડેસરાએ આ ઉપરાંત મહામાત્ય વસ્તુપાલની તથા એમના વિદ્યામંડલની સાહિત્યિક પ્રવૃત્તિઓની વિગતવાર સમીક્ષા કરી છે. સોલંકી કાલની આ વિવિધ કૃતિઓએ સંસ્કૃત–પ્રાકૃત સાહિત્યને વિપુલ સમૃદ્ધિ અર્પી છે.

આમાંની ઘણી કૃતિઓ સાહિત્યક રચના ઉપરાંત સાંસ્કૃતિક સાધનસામગ્રી તરીકે ઘણી ઉપયોગિતા ધરાવે છે. શ્રી. રામલાલ ચૂનીલાલ મોદીએ 'સંસ્કૃત દ્વયાશ્રય-કાવ્યમાં મધ્યકાલીન ગુજરાતની સામાજિક સ્થિતિ' વિશે પુસ્તિકા લખી છે; એ મહાકાવ્યનો વિગતવાર અભ્યાસ કરવામાં આવે, તો એમાંથી એથી યે ઘણી બીજી બાબતો જાણવા મળે તેમ છે. હેમચંદ્રાચાર્યની પ્રાકૃત દ્વયાશ્રય, ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર અને પરિશિષ્ટપર્વ જેવી અન્ય કૃતિઓ પણ આ દૃષ્ટિએ તપાસવા જેવી છે. હેમચંદ્રાચાર્યના શિષ્યમંડળની તેમજ વસ્તુપાલની તથા એમના વિદ્યામંડળની અનેક કૃતિઓ સાંસ્કૃતિક સાધનસામગ્રી તરીકે તલસ્પર્શી અભ્યાસ માગી લે છે. એની રીતે સોલંકી કાલનાં દેવાલયોમાં રજૂ થયેલી શિલ્પકૃતિઓ પણ કેટલીક સાંસ્કૃતિક સામગ્રી પૂરી પાડે છે. ડૉ. હર્ષદ મજમુદારે આવી કેટલીક સામગ્રીનો તલસ્પર્શી અભ્યાસ કરી એ વિશે મહાનિબંધ લખેલો છે. સોલંકી કાલ એ તો પ્રાચીન ગુજરાતની સુવર્ણકાલ ગણાય છે અને એની વિવિધ સાધનસામગ્રી એટલી વિપુલ છે કે એ સર્વનો તલસ્પર્શી અભ્યાસ કરતાં અનેક વર્ષો લાગે. છતાં જુદાજુદા અભ્યાસીઓએ એ સામગ્રી ફાળવી લઈને એમાંથી ઇતિહાસોપયોગી માહિતી તારવવી રહી. સોલંકી કાલના સાંસ્કૃતિક ઇતિહાસને ત્યારે જ પૂરતો ન્યાય આપી શકાશે.

સોલંકી કાલ વિશેનાં પુસ્તકોમાં બહુધા ચૌલુક્ય (સોલંકી) રાજવંશ અને એના રાજ્ય વિશે જ લખાયું છે, પરંતુ એ કાલનાં અન્ય સમકાલીન રાજ્યોના ઇતિહાસનું પૂરતું નિરૂપણ થયું નથી. સૌરાષ્ટ્ર–કચ્છમાં વાળા, ચુડાસમા, જામ–જાડેજા, જેઠવા, વાજા, ઝાલા, વાઘેલ–વાજા, ગોહિલ ઇત્યાદિ અનેક રાજવંશ થયા, તેમનાં રાજ્યોનો અલગ અલગ વૃત્તાંત આપવામાં ન આવે ત્યાં સુધી સોલંકી કાલનો રાજકીય ઇતિહાસ પણ અધૂરો રહે છે.

સોલંકી કાલને મધ્યકાલનો ગણવો કે પ્રાચીન કાલનો એ પણ પશ્ચિમના નહિ પરંતુ ભારતના અને વિશેષતઃ ગુજરાતના ઇતિહાસની દૃષ્ટિએ નક્કી કરવાનું છે. વળી એ કાલના સોલંકીઓ વગેરેને રાજપૂત કહેવા એમાં પણ

કાલવ્યુત્ક્રમ દોષ રહેલો ગણાય, કેમકે 'રાજપૂત' શબ્દનો પ્રયોગ જાતિવાચક અર્થમાં તો મુસ્લિમ સત્તાના કાલમાં રૂઢ થયો જણાય છે.

વાઘેલા વંશના રાજા સોલંકી કુલના હોઈ વાઘેલા કાલને સામાન્યતઃ સોલંકી કાલની અન્તર્ગત ગણવામાં આવે છે. છતાં આ ટૂંકા કાલના ઇતિહાસનો અલગ અભ્યાસ કરવામાં આવે, તો તેમાંથી પણ વિપુલ માહિતી મળે તેમ છે આથી એક વિદ્યાર્થીએ પોતાના મહાનિબંધ માટે વાઘેલા કાલના ઇતિહાસ તથા સંસ્કૃતિના વિષયની પસંદગી કરી છે.

પ્રાચીન ગુજરાતના ઐતિહાસિક લેખોનો સંગ્રહ બહાર પડયે વીસ વર્ષ થયાં. એ દરમ્યાન પ્રગટ થયેલા અનેક લેખોનો સંગ્રહ પુરવણી રૂપે બહાર પાડવો જરૂરી છે. એમાં પ્રતિમા–લેખોની સામગ્રી ઉમેરવામાં આવે, તો એ વધુ ઉપયોગી નીવડે. પ્રાચીન કાલનાં સ્થાપત્ય સ્મારકોની વર્ણનાત્મક સૂચિ કરવામાં આવે એ પણ આવશ્યક છે.

ગુજરાતના ઇસ્લામ કાલના ત્રણ ભાગ પડે છે: (૧) ખલજી અને તગલક સુલતાનોના નાઝિમોનો અમલ, (૨) ગુજરાતના સુલતાનોનો અમલ અને (૩) મુઘલ બાદશાહોના સૂબેદારોનો અમલ. આમાંના પહેલા બે ભાગોને લગતો ઇતિહાસ પ્રો. કોમિસરિયેતે 'હિસ્ટરી ઑફ ગુજરાત'ના ગ્રંથ ૧ માં આલેખ્યો છે તેમજ શ્રી રત્નમણિરાવે 'ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ : ઇસ્લામ યુગ'ના ખંડ ૧–૪ માં નિરૂપ્યો છે. મુઘલ અમલને લગતો ઇતિહાસ હવે પ્રો. કોમિસરિયેતે 'હિસ્ટરી ઑફ ગુજરાત'ના ગ્રંથ ૨ માં રજૂ કર્યો છે. મૌલાના અબુઝફર નદવીએ અરબી–ફારસી સામગ્રી પરથી 'તારીખે ગુજરાત' નામે ઉર્દૂ ગ્રંથ તૈયાર કરેલો. તેના કેટલાક ભાગનો ગુજરાતી અનુવાદ પ્રસિદ્ધ થયો છે. ઇસ્લામ યુગને લગતા આ ગ્રંથોમાં ઇસ્લામી હકૂમત, રાજવહીવટ, અમીરો, સંતો, લેખો, સ્થાપત્ય અને શિલ્પનું નિરૂપણ થયું છે, જ્યારે ધર્મ, સાહિત્ય તથા સમાજનું ઘણું ઓછું આલેખન થયું છે. દેશ-વિદેશમાં મશહૂર એવા ઉદ્યોગો અને બંદરો વિશે વધુ લખાય તેમ છે. વળી સમકાલીન હિંદુ રાજ્યો તથા હિંદુ ધર્મ અને સાહિત્ય વિશે તો ઘણું ઓછું લખાયું છે. ગુજરાતના ઇસ્લામ કાલના સિક્કાઓની સૂચિ બહાર પડી છે. ગુજરાતના અરબી–ફારસી લેખોનો તથા ઇસ્લામ કાલના સંસ્કૃત–ગુજરાતી લેખોનો સંગ્રહ બહાર પડે તથા ગુજરાતની મસ્જિદો અને રોજાઓના સ્થાપત્યની વર્ણનાત્મક સૂચિ બહાર પડે, તો એ સામગ્રી આ કાલના ઇતિહાસના તલસ્પર્શી અભ્યાસ માટે ઘણી ઉપયોગી નીવડે. ગુજરાતના

ઇતિહાસના અધ્યયન-સંશોધનમાં પ્રાચીન કાલની સરખામણીએ ઇસ્લામ કાલના અભ્યાસીઓ ઘણા જૂજ હોય એ આપણી ભારે ઊણપ ગણાય. અરબી-ફારસી ભાષા અને લિપિ જાણનાર અભ્યાસીઓ ગુજરાતના ઇસ્લામ કાલના ઇતિહાસમાં રસ ધરાવે અને ઠેક-ઠેકાણે મળ્યા કરતા એ કાલના જૂના સિક્કાઓનો અભ્યાસ કરતા રહે તો કેવું સારું !

મરાઠા કાલ ગુજરાતના ઇતિહાસમાં ટૂંકો કાલ છે અને મરાઠી રિયાસત વિશે મરાઠીમાં ઘણું સંશોધન થયું છે. છતાં ગુજરાતની મરાઠા સત્તાઓ વિશે આ સદીના ૭ દસકામાં ભાગ્યે જ કંઈ વિશેષ લખાયું છે. વડોદરાના ગાયકવાડ રાજાઓના દસ્તાવેજોના સંગ્રહ બહાર પડયા છે. છતાં મૂળ મરાઠી દસ્તાવેજોનો સીધો અને વધુ અભ્યાસ કરવામાં આવે, તો પેશ્વાઓ અને ગાયકવાડોની સત્તાઓ વિશે ઘણી માહિતી મળે. સાથેસાથે સૌરાષ્ટ્રનાં જામ-જાડેજા, ગોહિલ, કાઠી, બાબી વગેરે રાજ્યો વિશે પણ ઘણું જાણવું જરૂરી છે. આ જમાનાની ધાર્મિક તથા સામાજિક સ્થિતિનો પણ સવિશેષ અભ્યાસ કરવા જેવો છે.

બ્રિટિશ શાસન કાલના ઇતિહાસ વિશે પણ ગુજરાતના ઇતિહાસમાં આ સદીમાં નોંધપાત્ર સંશોધન થયું નથી. પોર્ટુગીઝોએ સુલતાનોના સમયમાં દીવ અને દમણ લીધાં. મુઘલોના સમયમાં ડચો અને અંગ્રેજોએ કોઠી સ્થાપી. આ ત્રણે ય યુરોપીય સત્તાઓના મૂળ દસ્તાવેજો વધુ અભ્યાસ માગે છે. ફિરંગીઓની કબરો પરના લેખોનું યે અધ્યયન કરવા જેવું છે. ૧૯મી સદીના દસ્તાવેજોમાં મુઘલ સૂબા, પેશ્વાના અધિકારી અને ઈસ્ટ ઇન્ડિયા કંપનીના અમલદાર-એવી ત્રેવડી સત્તાના ઉલ્લેખ આવતા હોઈ એની ઐતિહાસિક માહિતી તારવવી જોઈએ. શ્રી. હીરાલાલ પારેખે અર્વાચીન ગુજરાતની સાંસ્કૃતિક પ્રવૃત્તિઓનું રેખાદર્શન કરાવ્યું છે તે આ કાલના સાંસ્કૃતિક ઇતિહાસની ભૂમિકા પૂરી પાડે છે. ૧૮૫૭ના વિપ્લવમાં ગુજરાતે આપેલી ફાળાની સામગ્રી એકઠી કરી એનું નવેસર મૂલ્યાંકન કરવાનું છે. ગાંધીયુગ પહેલાંની હિંસક ક્રાંતિની પ્રવૃત્તિઓની પણ કેટલીક રસપ્રદ માહિતી મળે તેમ છે. પશ્ચિમની સંસ્કૃતિએ ગુજરાતમાં દાખલ કરેલા નવચેતન અને પ્રભાવની તેમજ ધર્મ સમાજ અને અર્થકારણમાં થએલા એના આઘાતો-પ્રત્યાઘાતોની વિવેચનાત્મક સમીક્ષા કરવાની છે. ગાંધીયુગનાં સ્વદેશી જાગૃતિનાં અને સત્યાગ્રહની લડતોનાં આંદોલનોમાં ગુજરાતે આપેલા ફાળાનો વિગતવાર ઇતિહાસ લખવાનો છે.

આઝાદી પછીના પંદરેક વર્ષના આધુનિક કાલની સમીક્ષા ગુજરાતના ઇતિહાસમાં ઘણી મહત્ત્વની છે. જૂનાગઢ સંસ્થાનનું જોડાણ, સૌરાષ્ટ્રનાં રાજ્યોનું વિલીનીકરણ, બૃહદ્ મુંબઈ રાજ્યનું એકીકરણ અને છેવટે ગુજરાતના રાજ્યનું સ્થાપન એ ઘટનાઓ ગુજરાતના વહીવટી ઐક્યની અપૂર્વ સિદ્ધિના મહત્ત્વનાં સોપાનસમી છે. એની રીતે ગણોત ધારો, યુનિવર્સિટી ધારા અને તેલ–ઉદ્યોગ વીજળી–ઉત્પાદન વગેરેને લગતી વિકાસયોજનાઓ પણ ગુજરાતના ઉત્થાનના ઇતિહાસના પાયારૂપ છે. ગુજરાતના ઇતિહાસના આધુનિક કાલના પ્રકરણમાં ૧ લી મે, ૧૯૬૦ સુધીની ઘટનાઓ તો આપવી જોઈશે જ.

શ્રી. કોમિસરિયેતે ‘ હિસ્ટરી ઑફ ગુજરાત ’ના ભાગ ૩ માં ૧૭૫૮થી ૧૮૧૮ સુધીનો ઇતિહાસ તૈયાર કર્યો છે, તે જલદી પ્રસિદ્ધ થાય એમ ઇચ્છીએ. ને છતાં પોર્ટુગીઝ, ડચ અને અંગ્રેજ સત્તાને લગતા દસ્તાવેજોના તેમજ આઝાદી પછી વિલીન થયેલાં તમામ રાજ્યોનાં દફતરોના સંગ્રહને તપાસી તેમાંથી સર્વ ઉપયોગી માહિતી તારવવાનું ભગીરથ કામ કરનાર અભ્યાસીઓની અપેક્ષા રહેવાની છે. રાજકીય સ્વાતંત્ર્ય તથા સાંસ્કૃતિક વિકાસના જુદાજુદા તબક્કાઓની માહિતી એકત્ર કરી એનું ઐતિહાસિક મૂલ્યાંકન કરવાનું કામ પણ ઘણી જવાબદારી ભરેલું છે.

* * *

ગુજરાતના રાજકીય ઇતિહાસની સળંગ અને સમગ્ર રજૂઆત કરવી હોય, તો એને લગતી ઘણી માહિતી ઉપર જણાવેલા છૂટક ગ્રંથોમાં ઉપલબ્ધ છે અને લાંબા સમયની જરૂરિયાતને તાત્કાલિક પૂરી પાડે તેવી ગ્રંથાવલી તૈયાર કરી શકાય તેમ છે. ઇતિહાસના જુદાજુદા કાલના અભ્યાસીઓ સાથે મળી આ ગ્રંથાવલી તૈયાર કરવાનું હાથમાં લે, તો ગુજરાતના ઇતિહાસના લેખનની પ્રવૃત્તિમાં એ નોંધપાત્ર પ્રસ્થાન બની રહેશે.

એક બાજૂ ગુજરાતના ઇતિહાસનો આવો તાત્કાલિક **સળંગ ગ્રંથ** લખાવો જોઈએ અને બીજી બાજૂ સંસ્કૃતિનાં જુદાંજુદાં પાસાનું અધ્યયન–સંશોધન કરવાનું ચાલુ રહેવું જોઈએ. ગુજરાતના ઐતિહાસિક લેખો અને ગ્રંથો, અપ્રસિદ્ધ હસ્તલિખિત ગ્રંથોની પુષ્પિકાઓ અને પ્રશસ્તિઓ, સિક્કાઓ, સ્થાપત્ય અને શિલ્પના નમૂનાઓ, પ્રાચીન વસાહતોના વિવિધ અવશેષો ઇત્યાદિ સાધનસામગ્રીની સુલભતા સાધવી જોઈશે તેમજ ગુજરાતની પ્રજા, ધર્મસંપ્રદાયો, સાહિત્ય, સ્થાપત્ય અને શિલ્પ, લિપિ, ભાષા, સંવતો, શહેરો, વેપાર–ઉદ્યોગ, ધંધારોજગાર, રહેણીકરણી ઇત્યાદિ વિવિધ પાસાંનું વિશિષ્ટ

અધ્યયન કરતા રહેવું જોઈશે. ઇતિહાસ-સંશોધનનાં જુદાંજુદાં ક્ષેત્રોના અભ્યાસીઓ આ દિશામાં એકાદ દસકો પ્રવૃત્ત રહે, તો ગુજરાતના **સર્વાંગી ઇતિહાસનું** સ્વપ્ન ફળીભૂત થશે.

ગુજરાત ઇતિહાસ પરિષદના ઉપક્રમે શ્રી. પુ. ના. ભટ્ટ અને શ્રી. રસેશ જમીનદારે તૈયાર કરેલી ગુજરાતના ઇતિહાસને લગતા પ્રસિદ્ધ ગ્રંથોની સંદર્ભ-સૂચિ તથા શ્રી. પ્રવીણચંદ્ર પરીખે તૈયાર કરેલી ગુજરાતના પ્રાચીન શિલા-લેખો, તામ્રપત્રલેખો ઇત્યાદિ અભિલેખોની સંદર્ભસૂચિ ગુજરાતના ઇતિહાસ-સંશોધનની આ ભાવિ પ્રવૃત્તિને પ્રેરણાદાયી નીવડે તેવી છે. ગુજરાતના ઇતિહાસના અધ્યયનમાં ગુજરાત ઇતિહાસ પરિષદે કરેલો આ નાનો છતાં નોંધપાત્ર આરંભ ગુજરાતીની અન્ય વિદ્યાસંસ્થાઓના સહકારથી ફાલતોફૂલતો રહે એવી આશા રાખીએ.

# ઇતિહાસ અને સાહિત્યના તાણાવાણા

ડૉ. ભોગીલાલ જ. સાંડેસરા, એમ. એ., પી.એચ.ડી.

**સન્નારીઓ અને સજ્જનો!**

ગુજરાત ઇતિહાસ પરિષદના પ્રમુખ તરીકે મારી ચૂંટણી કરવા કરવા માટે પરિષદના સભ્યોનો હું હાર્દિક આભાર માનું છું. ઇતિહાસનો હું કોઈ તદ્વિદ નથી. સાહિત્યનો અભ્યાસ કરતાં કરતાં ઇતિહાસનું કંઈક કામ મેં કર્યું હશે. પરંતુ ઇતિહાસ પરિષદના પ્રમુખસ્થાનેથી બોલતાં મને મારી મર્યાદાઓનું સવિશેષ ભાન થાય છે. આશા છે કે એ મર્યાદાઓ આપ નભાવી લેશો.

ગુજરાતમાં અને ગુજરાત પરત્વે ઇતિહાસના અધ્યયન અને સંશોધનના કાર્યને વેગ આપવા માટે કેટલાક સમય પહેલાં ગુજરાત ઇતિહાસ પરિષદની સ્થાપના થયેલી છે અને તેણે એક સંમેલન ભરવા ઉપરાંત ગુજરાતના ઇતિહાસની સંદર્ભસૂચિના પુસ્તકનું પ્રકાશન કરેલું છે. સંદર્ભસૂચિનું આગળનું કામ ચાલી રહ્યું છે અને આર્થિક સહાય પ્રાપ્ત થતાં એનું પ્રકાશન પરિષદ કરી શકશે.

પ્રાદેશિક અને રાષ્ટ્રિય ઇતિહાસ એવા ભેદો માત્ર અભ્યાસની સગવડની દૃષ્ટિએ છે. ગુજરાતનો ઇતિહાસ એ ભારતના ઇતિહાસનું અંગ છે અને આપણા અભ્યાસીઓ એ દિશામાં જે કંઈ કાર્ય કરે એ ભારતીય ઇતિહાસને જ એમનું પ્રદાન છે. સમસ્ત ભારતમાં સાંસ્કારિક એકતા અનુસ્યૂત હોવા છતાં આખાયે દેશ એક જ રાજકીય સત્તા નીચે હોય એવું ભૂતકાળમાં કોઈક જ વાર બન્યું છે. આથી પ્રાદેશિક ઇતિહાસની અગત્ય અનિવાર્યપણે સમજાય એવી છે. મર્યાદિત ભૌગોલિક ફલકને કારણે એનો રસ ઘટતો નથી કે એનું મહત્ત્વ ઓછું થતું નથી. સંશોધનનાં ઊંડાણ અને વિગતો વડે તથા વિપુલ સ્થાનિક પુરાવાઓના અધ્યયન દ્વારા એ મર્યાદા ઓસરી જાય છે, અને એ રીતે પ્રાદેશિક ઇતિહાસ અનેક રીતે રસપ્રદ અને બોધદાયક બને છે તથા સત્યશોધન-સંશોધનની તાલિમ માટે પુષ્કળ અવકાશ આપે છે.

સમગ્ર ભારતના ઇતિહાસને સમૃદ્ધ બનાવવા માટે અભ્યાસીઓએ કોઈ પણ પ્રદેશ કે યુગના ઊંડા અભ્યાસ ઉપર ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ.

ગાયકવાડઝ ઓરિયેન્ટલ સિરીઝના ગ્રન્થાંક ૩૪ તરીકે, સને ૧૯૨૭ માં પ્રગટ થયેલ 'મિરાતે એહમદી,' ભાગ રની પ્રસ્તાવનામાં વિખ્યાત ઇતિહાસકાર સ્વ. જદુનાથ સરકારે કહ્યું છે: "Of all the provinces of India, Gujarat is the richest in the number and variety of its historical records." અર્થાત્ ભારતના સર્વ પ્રાન્તોમાં ઐતિહાસિક સાધનોની સંખ્યા અને વૈવિધ્યની બાબતમાં ગુજરાત સૌથી વધુ સમૃદ્ધ છે. ઐતિહાસિક સાધનસામગ્રીના જે પ્રકારો એ વખતે જાણવામાં હતા એમાં હવે આર્કિયોલૉજીનાં ઉત્ખનનોને પરિણામે મળેલી સામગ્રીનો ઉમેરો થાય છે અને એ દિશામાં હમણાંનાં થોડાંક વર્ષોમાં ગુજરાતમાં ગણનાપાત્ર કામ થયું છે. અમદાવાદની ગુજરાત સાહિત્યસભાના માનાર્હ સભ્ય તરીકે આપેલા વ્યાખ્યાનમાં આચાર્ય જિનવિજયજીએ તથા મુંબઈની ફાર્બસ ગુજરાતી સભાના ઉપક્રમે અપાયેલા એક વાર્ષિક વ્યાખ્યાનમાં સ્વ. દુર્ગાશંકર શાસ્ત્રીએ ગુજરાતના ઇતિહાસની સાધનસામગ્રીનો પરિચય આપ્યો છે: ગુજરાત ઇતિહાસ પરિષદના મારા પુરોગામી પ્રમુખ ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીએ જુદે જુદે પ્રસંગે અપાયેલાં એમનાં ચારેક વ્યાખ્યાનોમાં ગુજરાતના ઇતિહાસ પરત્વે અત્યાર સુધી થયેલાં કામોની સમીક્ષા કરી છે તથા ભવિષ્યમાં થવાં જોઈતાં કામોની રૂપરેખા દોરી એ વિષે દિશાસૂચનો કર્યાં છે. એ બાબતની પુનરુક્તિ હું અહીં નહિ કરું. હું ઇતિહાસનો સ્નાતક કે અધ્યાપક નથી. પ્રથમ તો, હું સાહિત્યનો વિદ્યાર્થી છું અને સાહિત્ય દ્વારા ઇતિહાસમાં ગયો છું. આથી ઇતિહાસ અને સાહિત્યનો અભ્યાસ અને અર્થદર્શન પરસ્પરને કેવી રીતે ઉપકારક થાય, પરસ્પરને કેવી રીતે અજવાળે એની થોડીક વાતો હું કરીશ. આ વાતો કેટલાક મુદ્દાઓ સ્ફુટ કરવા પૂરતી માત્ર ઉદાહરણાત્મક હશે.

ઇતિહાસનાં સાધનો અનેકવિધ હોય છે એ આપને સુવિદિત છે. એમાં સૌથી મહત્ત્વનું અને મોટું સાધન સાહિત્ય છે, સાહિત્યના ઉપાદાનરૂપ ભાષા અને તેના પ્રયોગો જેને આધારે ભાષાશ્રયી પુરાતત્ત્વ (Linguistic Palaeontology)નું શાસ્ત્ર રચાયું છે તે પણ સાંસ્કૃતિક ઇતિહાસનું એક અગત્યનું સાધન છે. સાહિત્ય કોઈ સમય કે યુગમાં રચાયેલું હોય છે. આથી સાહિત્ય પ્રાયઃ એ સમય ઉપર પ્રકાશ પાડે છે અને એ સમય કે યુગનો અભ્યાસ સાહિત્યને સમજવામાં ઉપકારક થાય છે. જીવનને જુદી

જુદી દૃષ્ટિએ સ્પર્શતા ઇતિહાસ અને સાહિત્ય જેવા બે મહાન વિષયો આ પ્રકારના અધ્યયનમાં અમુક કોટિએ જાણે કે એકતા પામી જાય છે. થોડાંક ઉદાહરણ આપીને મારી વાત સ્પષ્ટ કરું.

પ્રાચીન ગુજરાતમાં બૌદ્ધ ધર્મના પ્રચાર વિષે સાહિત્યિક સાધનોમાંથી ઘણી હકીકતો મળે છે. ચીની પ્રવાસી યુઆન સ્વાંગ ગુજરાતમાં આવ્યો તે તો ઠેઠ સાતમા સૈકામાં, ઈ. સ. ૬૪૧ આસપાસ. એ પહેલાંયે ગુજરાતમાં બૌદ્ધ ધર્મના પ્રચાર વિષે ઉત્કીર્ણ લેખોમાંથી તેમ જ સાહિત્યગ્રન્થોમાંથી અનેક નિર્દેશો પ્રાપ્ત થાય છે. પ્રસ્તુત સાહિત્યગ્રન્થો જો કે સોલંકીયુગમાં રચાયેલા છે, પણ એમાંના વૃત્તાન્તો પૂર્વકાળના છે અને પ્રાચીન શ્રુતપરંપરાને આધારે અપાયા હોઈ ઉપર્યુક્ત વિધાનને એથી બાધ આવતો નથી. બુદ્ધિ અને વિચારોને વ્યવસ્થા માટે બૌદ્ધ ન્યાયના દુર્ગમ પ્રમેયોનો અભ્યાસ ઉચ્ચ શિક્ષણ લેતા વિદ્યાર્થીઓને ગુજરાતમાં કરાવવામાં આવતો એમ 'પ્રભાવકચરિત'ના કર્તા આચાર્ય પ્રભાચન્દ્ર નોંધે છે. વલભી આદિ સ્થળોનાં બૌદ્ધ વિદ્યાપીઠોમાં અપાતા શિક્ષણનું જ આ એક રીતે સાતત્ય હતું એમ કહી શકાય. તળાજાની બૌદ્ધ ગુફાઓ જાણીતી છે; અગત્યના કેટલાક ગૌણ બૌદ્ધ અવશેષો અને મૂર્તિઓ ગુજરાત-સૌરાષ્ટ્રમાં જુદે જુદે સ્થળેથી પ્રાપ્ત થયેલ છે. પરંતુ ઉત્તર ગુજરાતના તીર્થધામ શામળાજી પાસે, દેવની મોરી ગામની સીમમાં, ભોજરાજાની ટેકરી તરીકે ઓળખાતા ટીંબામાંથી ક્ષત્રપ કાળનો આખો બૌદ્ધ સ્તૂપ નીકળ્યો એથી સાહિત્યિક પુરાવાઓને સબળ અનુમોદન મળે છે એટલું જ નહિ, પણ આ વિષયનું આખું દર્શન (Perspective) બદલાઈ જાય છે. એ સ્તૂપમાંથી મળેલો, સ્વયં ભગવાન બુદ્ધના અવશેષવાળો, ઉત્કીર્ણ લેખયુક્ત સમુદ્ગક બતાવે છે કે એ કાળે ગુજરાત જૈન ધર્મનું જેવું મોટું કેન્દ્ર હતું તેવું જ મોટું કેન્દ્ર બૌદ્ધ ધર્મનું પણ હશે. તળ ગુજરાતમાં આવા મોટા અને અસંદિગ્ધ બૌદ્ધ અવશેષો પહેલી વાર જ મળ્યા છે, અને એ શોધવાનો યશ વડોદરા યુનિવર્સિટીના આર્કિયોલોજી વિભાગને છે. આ સ્તૂપ જેમ ઈંટોનો છે તેમ તેની પાસેનો આશરે ૧૩૦ સમચોરસ ફૂટનો વિહાર પણ ઈંટેરી મકાન છે. શામળાજીની ચારે બાજુ ડુંગરો અને પથ્થરો હોવા છતાં આ સર્વ સ્થાપત્યો અને શિલ્પો—બુદ્ધમૂર્તિઓ પણ—પકવેલી માટીનાં છે તે ઉપરથી જણાય છે કે આ રચનાઓ ઈંટોમાં કામ કરવા ટેવાયેલા કારીગરોએ કરી હશે. આ વસ્તુ કલા-કારીગરીના સંક્રમણને લગતા પણ કેટલાક સવાલો ઊભા કરે છે. દેવની મોરીના સ્તૂપની કોઈ કોઈ બુદ્ધમૂર્તિઓનાં મસ્તક ગાન્ધારશૈલીની કેશરચના દર્શાવે છે તેમ જ

વેલણુદ્રાની કોતરણી, સ્તંભો અને કમાનો ઉપર પણ ગાન્ધારશૈલીની અસર છે. ત્યાંથી મળેલા સિક્કાઓને આધારે કહી શકાય કે સ્તૂપ અને વિહાર સમેત શામળાજી પાસેની બૌદ્ધ વસાહત ક્ષત્રપયુગથી અર્થાત્ ઇસવી સનની ત્રીજી સદીથી લગભગ છઠ્ઠી સદી સુધી અસ્તિત્વ ધરાવતી હતી. આ શોધ બતાવે છે કે જૈન આગમોની ટીકાચૂર્ણિઓ, પ્રબન્ધો અને અન્ય સાહિત્યમાં મળતા બૌદ્ધ સંપ્રદાય વિષેના ઉલ્લેખો તથા અન્ય સંપ્રદાયો સાથે એના સંપર્ક અને સંઘર્ષનાં વર્ણનો, ગુજરાતના ધાર્મિક ઇતિહાસની દૃષ્ટિએ, ગંભીર અને વિવેચનાત્મક અધ્યયન માગી લે છે.

ગુજરાત અને મહારાષ્ટ્રના ધાર્મિક ઇતિહાસમાં એક અગત્યનું પ્રકરણ મહાનુભાવ સંપ્રદાયને લગતું છે. મહાનુભાવ સંપ્રદાયના સ્થાપક ચક્રધરસ્વામી ઇસવી સનના તેરમા સૈકામાં થઈ ગયા. તેઓ ભરૂચના સામવેદી બ્રાહ્મણ હતા અને તે સમયના ભરૂચના રાજાના પ્રધાનના પુત્ર હતા. એમનું ચરિત્ર 'લીલાચરિત્ર' નામે એક જુના મરાઠી ગ્રન્થમાં મળે છે, જેને કેટલાક વિદ્વાનો મરાઠી સાહિત્યિક ગદ્યની પ્રથમ રચના ગણે છે. એમાં આપેલા વૃત્તાન્તનો પૂરો મેળ ગુજરાતના તત્કાલીન ઇતિહાસ સાથે મેળવવાનો હજી બાકી છે. પરંતુ વધારે નોંધપાત્ર વસ્તુ બીજી એક છે. મહાનુભાવ સંપ્રદાયનો પ્રચાર ગુજરાતમાં થયો હોય તોયે ત્યાંથી તો એ નામશેષ થઈ ગયો. વરાડમાં એનો પ્રચાર ઠીક ઠીક થયો હતો, પણ એ સંપ્રદાયના વિલક્ષણ આચારો અને ગૂઢ લિપિમાં લખાયેલા એના ગ્રન્થોને કારણે ત્યાંયે એ વિષેની માહિતી પ્રમાણમાં મોડી પ્રકટ થઈ. પરંતુ ગુજરાતમાં રચાયેલા વિપુલ સંસ્કૃત અને ગુજરાતી સાહિત્યમાં કે અન્ય કોઈ ઐતિહાસિક સાધનમાં ચક્રધરસ્વામીનો કે મહાનુભાવ સંપ્રદાયનો ઉલ્લેખ સરખો પણ મળતો નથી એ આશ્ચર્યજનક છે. મહારાષ્ટ્રિય વિદ્વાનોએ તો એ વિષે કામ કર્યું છે જ, પણ ગુજરાતનાં ભાષા-સાહિત્ય–ઇતિહાસ અને જૂની મરાઠી એ બન્નેય જાણનાર થોડાક ગુજરાતી વિદ્વાનો 'લીલાચરિત્ર' અને મહાનુભાવ સંપ્રદાયના અન્ય સાહિત્ય ઉપર કામ કરે તો ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસ વિષે કંઈક નવું જાણવાનું મળે એ તદ્દન સંભવિત છે.

ગુજરાતના ઇતિહાસનો એકે યુગ અંધકારમય નથી અર્થાત્ ઐતિહાસિક સાધનસામગ્રીથી તદ્દન વંચિત નથી, પણ મૌર્યયુગથી માંડી સોલંકી યુગના અંત સુધીની ગુજરાતની ભૌતિક સંસ્કૃતિ કેવી હતી એ જાણવાનાં સાધનો અલ્પ છે અને એ પછીના સમય માટે પણ એ વિષેનું આપણું જ્ઞાન જોઈએ

તેટલું સમૃદ્ધ નથી. સોલંકી યુગનું ઐતિહાસિક અને અન્ય સાહિત્ય વિપુલ છે, તો પણ તે સમયની નગરયોજના, ગૃહયોજના, દૈનિક ઉપયોગની ચીજો, વસ્ત્રો, અલંકારો, સિક્કાઓ, શસ્ત્રાસ્ત્રો ઇત્યાદિ વિષેનું આપણું પ્રત્યક્ષ જ્ઞાન નહિવત્ છે. શિલ્પાકૃતિઓ અને મૂર્તિઓના અલંકારો આદિમાંથી અને પ્રાચીન ગ્રન્થસ્થ ચિત્રોમાંથી આ અભ્યાસમાં કેટલીક સહાય મળી શકે, પણ એની પૂર્તિ પ્રત્યક્ષ ઉપલબ્ધ વસ્તુઓ અને સાહિત્ય-અંતર્ગત વર્ણન ઉલ્લેખાદિ વડે થાય. આબુ, કુંભારિયા, તારંગા, મોઢેરા અને પાટણનાં મંદિરોનાં શિલ્પોમાં નિરૂપિત જીવન અને ભૌતિક સંસ્કારિતાનો અભ્યાસ ડૉ. હર્ષદરાય મજમુદારે પીએચ.ડી. માટેના પોતાના મહાનિબંધમાં કર્યો છે. ઈ. સ. ૧૫૦૦ આસ-પાસ રચાયેલા ‘ રાણપુરમંડન ચતુર્મુખ આદિનાથ ફાગ ’માં મારવાડમાં આવેલા રાણકપુરના વિખ્યાત જૈન મન્દિરનું વિગતભરપૂર સુન્દર વર્ણન છે અને સં. ૧૬૦૫ (ઈ. સ. ૧૫૪૯)માં મતિસારે રચેલી વાર્તા ‘ કર્પૂરમંજરી ’માં સિદ્ધપુરના રુદ્રમહાલયની શાલભંજિકાઓનું અછડતું વર્ણન છે. પ્રાચીન કાળનું મન્દિર એ કેવળ ધર્મસ્થાન નહોતું, પણ એક સંસ્કારકેન્દ્ર હતું, એનું સુરેખ ચિત્ર પાટણમાં કુમારપાલે બંધાવેલા મન્દિરના વર્ણનનું ‘કુમારવિહારપ્રશસ્તિ’ કાવ્ય આચાર્ય હેમચન્દ્રના શિષ્ય રામચન્દ્રે રચ્યું છે, એમાંથી ખડું થાય છે.

જૂના ગુજરાતી સાહિત્યમાં ગદ્યના જે વિવિધ પ્રકારો મળે છે તેમાં એક વિશિષ્ટ પ્રકાર ‘ વર્ણક ’ છે. ‘ વર્ણક ’ એટલે કોઈ પણ વિષયના વર્ણનની, પરંપરાથી લગભગ નિશ્ચિત થયેલી એક ધાટી. અક્ષરના રૂપના માત્રાના અને લયના બંધનથી મુક્ત છતાં પદ્યમાં લેવાતી બધી છૂટ ભોગવતા પ્રાસયુક્ત ગદ્ય—‘ બોલી ’માં ઘણુંખરું વર્ણકોની રચના થયેલી હોય છે. પ્રાચીન ભારતીય સાહિત્યપ્રણાલિમાં—સંસ્કૃત, પાલિ તેમ જ પ્રાકૃતમાં—વર્ણકની પરિપાટીનાં મૂળ શોધી શકાય એમ છે. વર્ણકોનો એક સંગ્રહ ‘ વર્ણકસમુચ્ચય ’ એ નામથી વડોદરા યુનિવર્સિટીના ગુજરાતી વિભાગની પ્રાચીન ગુર્જર ગ્રન્થમાલામાં પ્રગટ થયો છે તથા એના સાંસ્કૃતિક અધ્યયન અને શબ્દસૂચિઓનું જુદું પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. ત્યાર પછી એ પ્રકારનો બીજો સંગ્રહ ‘ સભાશૃંગાર ’ એ નામથી વારાણસીની નાગરી પ્રચારિણી સભા તરફથી છપાયો છે. વસ્ત્રાલંકાર, ભોજનાદિ, શસ્ત્રાસ્ત્રો, નગરરચના, સ્થાપત્ય, રાજલોક-પૌરલોક વગેરેના વિગતવાર વર્ણકોને કારણે મધ્યકાલીન ગુજરાત અને રાજસ્થાનના સાંસ્કૃતિક અભ્યાસ માટે આ રચનાઓ ઘણી મહત્ત્વની છે. પ્રેમાનંદકૃત ‘ મામેરા ’માં નાગર સ્ત્રીઓને શ્રીકૃષ્ણ ભેટ

આપેલાં વસ્ત્રોનું વર્ણન આવે છે એની પૂર્વપરંપરા આ વર્ણકોમાં દેખાય છે. અમદાવાદમાં કેલિકો મિલના સંગ્રહાલયમાં અને લંડનમાં વિક્ટોરિયા એન્ડ આલ્બર્ટ મ્યૂઝિયમમાં જૂનાં ભારતીય વસ્ત્રોના સમૃદ્ધ સંગ્રહો છે. આવા પ્રત્યક્ષ નમૂનાઓ દ્વારા સાહિત્યમાંના ઉલ્લેખોને વધારે સારી રીતે સમજી શકાય છે. વર્ણકોમાં તથા પદ્મનાભકૃત 'કાન્હડદેપ્રબંધ' જેવાં લશ્કરી વિષયનાં કાવ્યોમાં જે શસ્ત્રાસ્ત્રોનાં વર્ણન મળે છે એનો પ્રત્યક્ષ ખ્યાલ શિલ્પોમાંનાંઓમાં સંઘરાયેલાં શસ્ત્રાસ્ત્રો ઉપરથી આવી શકે. કેટલાંક વર્ષ પહેલાં બી. એ. માં પદ્મનાભકૃત 'કાન્હડદેપ્રબંધ' હું શીખવતો હતો ત્યારે વડોદરાના વ્યાયામવીર સ્વ. પ્રો. માણિકરાવે પોતાની પાસેનાં હથિયારોનું એક પ્રદર્શન જુમ્માદાદા વ્યાયામ શાળામાં ગોઠવેલું હતું તે જોવા વિદ્યાર્થીઓને હું લઈ ગયો હતો અને માણેકરાવજીએ બે કલાક સુધી સાથે ફરીને એ બધું બતાવ્યું હતું. 'કાન્હડદેપ્રબન્ધ'માંના અનેક નિર્દેશોના અર્થ ત્યારે વિશદ બન્યા હતા. તલવાર, ખાંડું અને પટો એ ત્રણે શબ્દો સામાન્ય રીતે એકાર્થક ગણાતા હોવા છતાં હકીકતમાં વિભિન્ન આકૃતિની તલવારોના દ્યોતક છે એ ત્યારે સ્પષ્ટ રીતે જોયું. વડોદરાના પ્રતાપ શસ્ત્રાગારમાં સંઘરાયેલાં હથિયારોની સચિત્ર સૂચિ પ્રો. માણિકરાવે તૈયાર કરેલી છે તે ઇતિહાસના અભ્યાસીઓએ જોવા જેવી છે.

સાહિત્યમાં નિર્દિષ્ટ ઉલ્લેખો ઐતિહાસિક પદ્ધતિના રસપ્રદ પ્રશ્નો કેટલીક વાર ઊભા કરે છે. સં. ૮૦૨ (ઈ. સ. ૭૪૬)માં વનરાજ ચાવડાએ પાટણ વસાવ્યું એ ગુજરાતના ઇતિહાસમાં જાણીતું છે. ચાવડાઓનું રાજ્ય તે પછી લગભગ બસો વર્ષ સુધી પાટણમાં રહ્યું, પરન્તુ ચાવડાઓ વિષેનો પ્રથમ ઐતિહાસિક ઉલ્લેખ પાટણની સ્થાપના પછી લગભગ ચારસો વર્ષ બાદ કુમારપાલની વડનગર પ્રશસ્તિ (સં. ૧૨૦૮ = ઈ. સ. ૧૧૫૨)માં મળે છે. ચાવડાઓ વિષેના બીજા સાહિત્યિક ઉલ્લેખો આ પછીના છે. સમકાલીન પુરાવો નથી એટલે શું ચાવડાઓની ઐતિહાસિકતા વિષે જ સંદેહ કરીશું? અનુશ્રુતિમાં તેમ જ સાહિત્યમાં આ રાજવંશ વિષેની જે દૃઢ અને સતત પરંપરા છે એ જોતાં એવો સંદેહ વાજબી નથી.

એક નાનકડો સાહિત્યિક ઉલ્લેખ પણ ઇતિહાસ અને સંસ્કૃતિ ઉપર કેવો પ્રકાશ પાડે છે એવી વાત ચાવડાઓના ઇતિહાસના સન્દર્ભમાં અહીં કરીશ. કર્ણાટકના સ્વયંભૂ કવિએ ઈસવી સનના નવમા સૈકામાં રચેલ રામચરિતવિષયક અપભ્રંશ મહાકાવ્ય 'પઉમચરિઉ'માં, જુદાં જુદાં

નગરોની પ્રસિદ્ધ વસ્તુઓની વાત કરતાં, ‘અઇવહુ’ નગરનો ઉલ્લેખ કર્યો છે અને ટીકાકારોએ એનો અર્થ ‘અણહિલવાડ પાટણનું નામ’ એવો આપ્યો છે. ‘અઇવરુ’ની વ્યુત્પત્તિ સંસ્કૃત अतिवृद्ध ઉપરથી સાધી શકાય, અને તેના શબ્દાર્થ ‘અતિશય વૃદ્ધિ પામેલું—‘વિશાળ’ એવો થાય. પ્રાચીન સાહિત્યમાં ઉજ્જયિનીનું એક નામ ‘વિશાલા’ છે એવું જ આ નામ ગણાય. ચાવડાઓના રાજ્યનો અંત આવ્યો અને ચૌલુક્ય વંશનો પહેલો રાજા મૂલરાજ ઈ. સ. ૯૪૨ માં પાટણની ગાદીએ આવ્યો ત્યાર પછી એક મહાનગર તરીકે પાટણનો વિકાસ થયો હતો એવી માન્યતા ઇતિહાસકારોમાં પ્રચલિત છે. પરન્તુ ‘પઉમચરિઉ’માં સુવિખ્યાત ‘અઇવરુ’ નગર તરીકે પાટણનો ઉલ્લેખ હોય એ બતાવે છે કે ગુજરાતમાં ચૌલુક્ય રાજવંશની સ્થાપના થઈ એ પૂર્વે જ એ નામ પ્રચલિત થયું હતું અને દૂર કર્ણાટક સુધી (સંભવતઃ ભારતના બીજા ભાગોમાં પણ) જાણીતું થયું હતું. વળી તે એમ પણ દર્શાવે છે કે ચાવડાઓનું રાજ્ય, સામાન્ય રીતે મનાય છે તેમ, શરૂઆતમાં નાનકડી ઠકરાત જેવું હશે, પણ નિદાન ઉત્તર-કાલીન ચાવડાઓના સમય પહેલાં એની રાજધાની ‘અતિવિશાળ’ નગરરૂપે વિકસી હતી. અર્થાત્ મૂળરાજને ચાવડાઓ પાસેથી જ એક આબાદ નગર મળ્યું હતું. જેની જાહોજલાલી ચૌલુક્ય યુગમાં ઉત્તરોત્તર વધતી ગઈ.

કથાસાહિત્યમાં અનેક પ્રકારની કલ્પિત કથાઓ, કવિસમયો કે સાહિત્યિક ‘પ્રયોજનો’ (Motifs) જોવામાં આવે છે; એમાં ઐતિહાસિક તથ્યો હોય જ એમ સામાન્યતઃ મનાતુ નથી. કોઈ નગરનો રાજા અપુત્ર મરણ પામે ત્યારે હાથણી જેના ઉપર કળશ ઢોળે તે રાજા થાય એવો પ્રસંગ અનેક કથાઓમાં વર્ણવાય છે, પણ ઇતિહાસમાં એવું કદી બન્યું હોય એમ જણાતું નથી. આમ છતાં અનેક કલ્પિત કથાઓ મહત્ત્વની ઐતિહાસિક વાસ્તવિકતાઓ તરફ અંગુલિનિર્દેશ કરે છે. નવલકથાકારનું ઉપાદાન જૂઠ છે, પણ એ વેપાર તો સત્યનો કરે છે એ આશયનું એક વિધાન કાકાસાહેબ કાલેલકરે કર્યું છે તે પ્રકારાન્તરે અહીં પણ લાગુ પાડી શકાય એમ છે.

ઉદાહરણથી મારી વાત સ્પષ્ટ કરું. પૈશાચી પ્રાકૃતમાં ગુણાઢ્ય કવિએ રચેલો પ્રાચીન ભારતનો વિરાટ કથાગ્રંથ ‘બૃહત્કથા’ જે સદીઓ થયાં લુપ્ત થઈ ગયો છે તે ઉપરથી ‘બૃહત્કથાશ્લોકસંગ્રહ’, ‘બૃહત્કથામંજરી’, ‘કથા-સરિત્સાગર’ આદિ સંક્ષેપો સંસ્કૃતમાં થયેલા છે. એ જ ‘બૃહત્કથા’નું એક વિશાળ જૈન ધર્મકથારૂપે મહારાષ્ટ્રી પ્રાકૃતમાં રૂપાન્તર ઈસવી સનની પાંચમી

સદી આસપાસ 'વસુદેવ-હિંડી' નામથી થયું છે. ગુજરાત, રાજસ્થાન કે માળવામાં કોઈ સ્થળે એની રચના થઈ હશે એવું અનુમાન થાય છે. એ ગ્રન્થનું ગુજરાતી ભાષાન્તર ૧૯૪૫ માં હું કરતો હતો ત્યારે એમાંની એક કથા (ગુજરાતી અનુવાદ પૃ. ૨૭૪-૭૫) તરફ મારું સવિશેષ ધ્યાન ખેંચાયું: પુંડ્ર નામે એક રાજાનો સુષેણ નામે રસોયો હતો. તેણે દીક્ષા લીધા પછી નંદ અને સુનંદ નામના તેના બે પુત્રો પાકશાસ્ત્ર (પ્રા. પોરાગમ < સં. પૌરાગમ) શીખવા માટે વિદેશ ગયા. પાકશાસ્ત્ર શીખ્યા બાદ 'પાકશાસ્ત્ર ચિકિત્સાશાસ્ત્રને અધીન છે' એમ વિચારીને તેઓ ચિકિત્સાશાસ્ત્ર પણ શીખ્યા. તેઓ પાછા આવ્યા ત્યારે પુંડ્ર રાજાએ એમના પિતાના સ્થાને એમને રસોયા તરીકે નિયુક્ત કર્યા તથા એમના જ્ઞાનને છાજે એવી વૃત્તિ એમને બાંધી આપી.

પાકશાસ્ત્રના ઉચ્ચ અભ્યાસને લગતો આ નિર્દેશ એ વખતે મને કલ્પિત જેવો લાગ્યો હતો, કેમકે પાકશાસ્ત્રના અનેક ગ્રન્થો સંસ્કૃતમાં લખાયા હોવા છતાં એક વિદ્યા તરીકે એનો અભ્યાસ થતો હશે એમ માનવા માટે કોઈ સ્પષ્ટ પુરાવો નહોતો. પરંતુ થોડા સમય બાદ દક્ષિણ ભારતના એક પ્રાચીન શિલાલેખમાં (L. Rice : Mysore Inscriptions, p. 167) વાંચવામાં આવ્યું કે સ્થાનગુંડુરુ નામે અગ્રહારમાં વૈદક, ભૂતવિદ્યા, તર્ક, કાવ્ય, શસ્ત્રવિદ્યા અને કર્મકાંડ શિખવનારા આચાર્યો ઉપરાંત પાકશાસ્ત્રના આચાર્યો હતા. પાકશાસ્ત્રનું પણ વ્યવસ્થિત શિક્ષણ આપનારા આચાર્યો હતા એમ સ્પષ્ટ રીતે દર્શાવનારો આ સમકાલીન દસ્તાવેજી પુરાવો થયો. એના પ્રકાશમાં 'વસુદેવ-હિંડી'માંનો કથાપ્રસંગ સૂચક બને છે. 'વસુદેવ-હિંડી'માંની એ કથા ભલે કલ્પિત હોય, પરંતુ પ્રાચીન ભારતમાં પાકશાસ્ત્રનો સમાવેશ ઉચ્ચ અધ્યયનના વિષયોમાં થતો હતો એટલું જ નહિ, તેનો સંબંધ સ્વાભાવિક રીતે જ ચિકિત્સાશાસ્ત્ર સાથે જોડવામાં આવ્યો હતો એ ઐતિહાસિક તથ્ય તો તેમાંથી ફલિત થાય છે. 'પાકશાસ્ત્ર'ના અર્થવાચક અનેક પર્યાયો સંસ્કૃત અને પ્રાકૃતમાં છે, પણ 'વસુદેવ-હિંડી'માં એ માટે પ્રયોજાયેલો પોરાગમ ('નાગરિકનું શાસ્ત્ર') શબ્દ અર્થસંકોચનું સારું ઉદાહરણ હોવા સાથે એ પણ બતાવે છે કે રસોઈની કળાને સાચા અર્થમાં 'આગમ'ની પદવી મળી હતી.

અગાઉ કહ્યું તેમ, સાહિત્યનું ઉપાદાન ભાષા છે અને ભાષાના પ્રયોગો પણ ઇતિહાસનું સાધન છે, અને બીજાં કોઈ સાધનોમાંથી ભાગ્યે મળે એવી વિવિધ અને વિપ્રકીર્ણ સ્વરૂપની માહિતી તે પૂરી પાડે છે. સ્થળનામો

એક દૃષ્ટિએ જોતાં વિશેષનામો છે, તો બીજી દૃષ્ટિએ ભાષાના વિશિષ્ટ પ્રયોગો છે. પ્રાચીન તેમ જ અર્વાચીન સ્થળનામો પ્રાથમિક રીતે ભૂગોળનો વિષય ગણાય, પણ વ્યાપક અર્થમાં સ્થળનામોનો અભ્યાસ ભાષા અને વ્યુત્પત્તિ ઉપરાંત ઇતિહાસ અને સમાજશાસ્ત્રની દૃષ્ટિએ પણ ઘણો અગત્યનો છે. પુરાણકાળથી માંડી આજ સુધીનાં સ્થળનામોનો અભ્યાસ પ્રજાઓ અને પ્રજાસમૂહોનાં સ્થળાન્તરો સાથે પણ સંકળાયેલો છે. ગામોનાં અને શેરીઓનાં નામ ઘણીવાર બદલાય છે; પણ પહાડો, ટેકરા, નદીઓ, ઝરણાં, વોંકળા વગેરેનાં નામ બદલાતાં નથી. એ બધાં નામોમાં આર્ય ભાષા અને આર્યો આ પ્રદેશમાં પ્રવેશ્યાં ત્યાર પૂર્વેનો અને પછીનો પણ અસ્લુસૂલ ઇતિહાસ ઢંકાયેલો પડ્યો છે. આપણી સામાજિક સંસ્થાઓ, રીતરિવાજો, ધર્મ-સંપ્રદાયો, વ્યક્તિવિશેષો, ટૂંકામાં આપણા સામાજિક ઇતિહાસ અને સંસ્કારિતાના કેટલાયે ઝીણા મર્મો, જે વિષે ઇતિહાસનાં બીજાં ચાલુ સાધનોમાંથી જવલ્લે જાણવા મળે છે તે સ્થળનામોના અભ્યાસમાંથી જણાય છે. પ્રાચીન અને મધ્યકાલીન સ્થળનામોના અધ્યયન માટે આપણી હજારો હસ્તલિખિત પ્રતોની પ્રશસ્તિઓ અને પુષ્પિકાઓ અમૂલ્ય સામગ્રી પૂરી પાડે છે.

સ્થળનામોના અભ્યાસ માટે ઇંગ્લેન્ડ અને સ્કોટલેન્ડમાં 'ઇંગ્લિશ પ્લેસનેમ સોસાયટી' અને 'સ્કોટિશ પ્લેસનેમ સોસાયટી' એ સ્વતંત્ર સંસ્થાઓ ચાલે છે. 'ઇંગ્લિશ પ્લેસનેમ સોસાયટી' તો લંડન યુનિવર્સિટી કોલેજના અંગ્રેજી વિભાગમાં આવેલી છે. સને ૧૯૫૬ માં મારી વિદેશયાત્રા દરમિયાન એનું કામ જોવાનો લાભ મને મળ્યો હતો. ઇંગ્લેન્ડનાં જુદાં જુદાં પરગણાઓનાં સ્થળનામોની નોંધણી કરાવીને તે વિષે અમુક નિશ્ચિત પદ્ધતિએ માહિતી આપતા સંખ્યાબંધ ગ્રન્થો તેણે પ્રગટ કર્યા છે. ઑક્સફર્ડ યુનિવર્સિટી તરફથી 'ડિક્શનરી ઑફ ઇંગ્લિશ પ્લેસનેમ્સ' પ્રસિદ્ધ થઈ છે, તે ઉપરથી પણ આ પ્રકારના કામની અગત્યનો સારો ખ્યાલ આવે તેમ છે. યુરોપ અને અમેરિકાનાં કેટલાંય શહેરોમાં સ્થાનિક ઇતિહાસ મંડળો, અન્ય ઉપરાંત, આ પ્રકારનું કામ પણ કરે છે.

આપણા ઇતિહાસની સામગ્રીનું આ એક અંગ પાંખું છે. એની યત્કિંચિત્ પૂર્તિ કરવા માટે, ૧૯૫૭ માં વડોદરામાં આપણે ગુજરાત સ્થળ-નામ સંસદની સ્થાપના કરેલી છે. એના ઉપક્રમે અત્યાર સુધી થયેલાં સ્થળ-નામવિષયક સંશોધનપ્રધાન વ્યાખ્યાનો શ્રી સયાજી સાહિત્યમાલામાં એક ગ્રન્થરૂપે પ્રગટ થશે. ગુજરાતનાં સ્થળનામોની ગુજરાતી તેમ જ અંગ્રેજી

જોડણી સુધરાવવા બાબત સંસદે ગુજરાત સરકાર સાથે પત્રવ્યવહાર કર્યો છે; સરકાર તરફથી અનુકૂળ જવાબ મળ્યો છે અને એ દિશામાં આગળનું કામ સરકારના ભાષાવિભાગ તરફથી ચાલી રહ્યું છે. સ્પષ્ટ છે કે આવાં અધ્યયનો સ્થાનિક અને પ્રાદેશિક ધોરણે જ થઈ શકે. કોઈ એક વિષયની તપાસ ભલે સ્થાનિક મહત્ત્વ ધરાવતી હોય, પણ લાંબે ગાળે એવાં કામોનો સમાહાર રાષ્ટ્રિય અગત્યનો બને છે.

મુસ્લિમ રાજ્યકાળમાં, મોટે ભાગે ફારસીમાં અને ક્વચિત્ અરબીમાં રચાયેલી તવારીખોને કારણે તથા એ પછીના અર્વાચીન ઇતિહાસ ( Modern History )ના સમયમાં વિપુલ દફતરી સામગ્રીને કારણે રાજકીય ઇતિહાસ સુનિશ્ચિત ભૂમિકા ઉપર છે. પણ તત્કાલીન જીવનના વિવિધ પ્રવાહોની જાણકારી માટે તવારીખો કે દફતરો એ અધૂરાં સાધનો છે, કેમ કે જીવનના એક નાનકડા અંશનું જ એમાં દર્શન થાય છે. વ્યક્તિ અને સમાજના ભૌતિક અને ભાવનાત્મક જીવનના પરિચય માટે તત્કાલીન સાહિત્યનું પરિ-શીલન અને ઐતિહાસિક દૃષ્ટિએ એનું અર્થદર્શન આવશ્યક છે. મુસ્લિમ કાળના ઇતિહાસ માટે અત્રત્ય ભાષાઓમાંની સામગ્રી સાથે તવારીખોના અભ્યાસનું સંયોજન થવું જોઈએ. અમદાવાદમાં ગુજરાતી સલ્તનતની સ્થાપના થયા પછીના કાળની, કર્ણાટકથી ગુજરાતમાં આવી વસેલા કવિ ગંગાધરની બે સંસ્કૃત રચનાઓ નોંધપાત્ર છે—ચાંપાનેરના રાજા ગંગદાસનો અમદાવાદના સુલતાન મુહમ્મદ બીજા સાથેનો વિગ્રહ વર્ણવતું નાટક 'ગંગ-દાસપ્રતાપ વિલાસ' અને જૂનાગઢના છેલ્લા હિન્દુ રાજા મંડલીકનું ચરિત્ર વર્ણવતું 'મંડલીક કાવ્ય'. આ બંને સમકાલીન ઐતિહાસિક કૃતિઓનો પરિચય ૧૯મા ગુજરાતી સાહિત્ય સંમેલનના ઇતિહાસ–પુરાતત્ત્વ વિભાગના પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાં મેં આપ્યો હતો. મુહમ્મદ બેગડાની પ્રશસ્તિ રૂપે લખાયેલું ઉદયરાજનું સંસ્કૃત 'રાજવિનોદ મહાકાવ્ય' ત્યાર પછી રાજસ્થાન પુરાતન ગ્રન્થમાળામાં પ્રગટ થયું છે. એ કાળનું અન્ય સંસ્કૃત તેમ જ ગુજરાતી સાહિત્ય સાંસ્કૃતિક સામગ્રીની દૃષ્ટિએ જોવું જોઈએ. લાવણ્યસમયના 'વિમલપ્રબન્ધ'નો શ્રી. ધીરજલાલ ધનજીભાઈ શાહે કરેલો અભ્યાસ, સત્તરમા શતકના જૈન ગુજરાતી કવિઓનો શ્રી. વાડીલાલ ચોકસીએ કરેલો અભ્યાસ તથા પ્રેમાનંદ અને શામળની કૃતિઓનો શ્રી. ઇન્દુપ્રસાદ ભટ્ટે કરેલો અભ્યાસ આ દૃષ્ટિએ નોંધપાત્ર છે. અર્વાચીન ઇતિહાસના અભ્યાસમાં લોક-સાહિત્ય પણ બહુ મહત્ત્વનું છે. ફાર્બસ સાહેબના ઉપયોગ માટે કવિ દલપત-

રામે કરેલો ગીતકથાઓ ( Ballads )નો સંગ્રહ મુંબઈની ફાર્બસ સભાના પુસ્તકાલયમાં છે. રાજસ્થાનના પરાક્રમી પુરુષોની વીરગાથા વર્ણવતી સેંકડો ગીતકથાઓની એક સંગ્રહપોથી ઇન્દ્રગઢના પોથીખાનામાંથી હમણાં મળી છે. ગુજરાતમાં સ્વ. ઝવેરચંદ મેઘાણી વગેરેએ આ દિશામાં કરેલા કીમતી કાર્યનું સાતત્ય નવી જરૂરિયાતો પ્રમાણે ચાલુ રહેવું જોઈએ.

અર્વાચીન ઇતિહાસ તો, સ્પષ્ટ જ છે કે, આપણા આધુનિક જીવન સાથે ગાઢ રીતે જોડાયેલો છે. એના અભ્યાસનો એક સુન્દર પ્રારંભિક પ્રયત્ન સ્વ. હીરાલાલ પારેખકૃત ‘ અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન ’માં જણાશે. આપણા યુગના નિકટના પુરોગામી એ કાળનાં અનેક પરિબળો અને સંસ્થાઓ— જ્ઞાતિઓ, મહાજનો, વેપાર અને નાણાંવટ, વહાણવટું, બહારવટું, કાયદો અને તેનો વિનિયોગ, ધાર્મિક જીવન તથા ધાર્મિક અને સામાજિક સુધારણા આદિને સમજવા માટે આપણું તેમ જ પરદેશનું ( અંગ્રેજી, ડચ, પોર્ટુગીઝ આદિ ) અનેક ભાષાઓનું સાહિત્ય તપાસવું જોઈશે; એને પરિણામે સમગ્ર પ્રજાજીવનનું ચિત્ર વિશદ થશે તથા આધુનિક જીવનનાં કેટલાંક પરિબળો સમજવામાં પણ વધારે યથાર્થતા આવશે.

ઇતિહાસ અને ભાષાસાહિત્યના આપણા અધ્યાપકો કે અભ્યાસીઓએ અંગ્રેજી આદિમાં ઊતરેલી અનૂદિત વસ્તુઓથી સંતોષ નહિ માનતાં મૂલ સાધન-સામગ્રી સુધી જવું જોઈએ તથા વિવિધ સંસ્કૃતિઓના આવિષ્કારરૂપ પ્રાચીન-અર્વાચીન અનેક ભાષાસાહિત્યોનું સેવન કરવું જોઈએ. એક શબ્દ-માંથી, એક ઉક્તિમાંથી, એક રૂઢિપ્રયોગ કે કહેવતમાંથી સ્થળકાળના યોગ્ય સંદર્ભમાં જોતાં, કેટલીયે વાર કોઈ નવો પ્રકાશ પ્રગટ થાય છે અને અભ્યાસીમાં તે એક નવીન ઉત્સાહ અને ચેતનાનો સંચાર કરે છે. ઇતિહાસ તેમ જ સાહિત્ય બંનેના આરાધકોને વિનયનવિદ્યાની ઉત્તમ તાલિમ તે દ્વારા મળે છે, જે તાત્ત્વિક અર્થમાં તો સત્યશોધનની તાલિમ છે.

એ તાલિમને ગુજરાતમાં વધુ વ્યાપક બનાવવામાં ગુજરાત ઇતિહાસ પરિષદની પ્રવૃત્તિઓ નિમિત્તભૂત થાઓ એવી શુભેચ્છા આપના સર્વની વતી આ પ્રસંગે હું વ્યક્ત કરું છું.

□

# ઇતિહાસ કથા રાજરમતની કથા છે.

પ્રો. કામદાર કેશવલાલ હિંમતરામ, એમ. એ.

**આગંતુક મહાશય શ્રી. ભાનુશંકરભાઈ પંડ્યા, ગુજરાત ઇતિહાસ પરિષદ્‌ના સભાસદો, બ્હેનો તથા ભાઈઓ,**

ગુજરાત–ઇતિહાસ પરિષદ્ વતી હું અને અમારી કાર્યવાહક સમિતિ આપ સૌનો સત્કાર કરીએ છીએ.

પ્રથમ તો હું પરિષદ્ વતી આપણા પાંચ આગેવાનોનાં દુઃખદ અવસાન માટે અત્યંત ખેદ જાહેર કરું છું : (૧) પંડિત નહેરુના અવસાન માટે (૨) શ્રી બળવંતરાય મહેતા, સરોજબેન મહેતા તથા તેમના સાથીદાર વિમાન–યાત્રાળુઓ, એમનાં અવસાન માટે (૩) હુતાત્મા શ્રી લાલબહાદુર શાસ્ત્રીના અવસાન માટે. એ ત્રણેય આગેવાનો આપણા ઇતિહાસના નવી પેઢીના સર્જકો હતા; તેમાં લાલબહાદુર શાસ્ત્રીનું જીવન તો ગાંધીજીના જીવનની બીજી આવૃત્તિરૂપ, ગૂઢ જીવન હતું. પ્રભુ એ આત્માઓને શાંતિ અર્પો. (૪) મહારાજા શ્રી જામસાહેબ દિગ્‌વિજયસિંહજી, જેમણે સૌરાષ્ટ્ર ગુજરાતને રાજકીય એકતા આપવામાં અગ્ર ભાગ ભજવેલો હતો; એ રાજવીએ સૌરાષ્ટ્ર સંશોધન મંડળને ઉદાર મદદ કરી હતી. (૫) શ્રી હોમી ભાભાના અવસાન માટે.

## નિયુક્તિ માટે આભાર પૂર્વ કામગીરી

ગુજરાત ઇતિહાસ પરિષદ્‌ના આ ત્રીજા અધિવેશનના પ્રમુખ તરીકે મારી નિયુક્તિ કરી તે માટે હું આપનો હૃદયપૂર્વક આભાર માનું છું. ગુજરાતે આ મારું સન્માન ત્રીજી વાર કર્યું છે તે માટે હું ગર્વ અનુભવું છું. મુંબઈ–અંધેરી મુકામે મળેલા ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના અધિવેશન વખતે હું તેના ઇતિહાસ–વિભાગનો પ્રમુખ હતો. અમદાવાદ મુકામે Indian History Congress ના અધિવેશન સમયે મને ગુજરાતના ઇતિહાસ–વિભાગ માટે પ્રમુખપદે સ્થાપવામાં આવેલો. સૌરાષ્ટ્ર સંશોધન મંડળના આશ્રયે જૂનાગઢ મુકામે સૌરાષ્ટ્રના ઇતિહાસના અધિવેશન ભરવાની પ્રેરણા મારી તરફથી થયેલી, અને તેનું સંચાલન મેં કરેલું. ગુજરાતી સાહિત્ય પરિષદ્‌નાં

વડોદરા–રાજકોટ–જૂનાગઢ મુકામે મળેલાં અધિવેશનોના ઇતિહાસ ઉપરના નિબંધોની ચકાસણી મેં કરેલી. આપણા ગુજરાતનું નોખું રાજ્ય થાય તે માટે વિદ્યાનગરના વિદ્યાપીઠ સ્રષ્ટા શ્રી. ભાઈલાલભાઈ પટેલના નેતૃત્વ નીચે થએલાં વિદ્યાનગર–વાંસદા–નવસારીનાં અધિવેશનોમાં મેં સક્રિય ભાગ લીધેલો. વિદ્યાનગરમાં ભાષાવાર રાજ્યરચના માટે મળેલા અખિલ ભારતીય સંમેલન વખતે ભાઈલાલભાઈએ મને સેક્રેટરીનું કામ સોંપેલું. ગુજરાત વિદ્યાસભા તરફથી ગુજરાતના નોખા રાજ્યની રચનાની ચર્ચા કરવા બોલાવેલા ત્રણ દિવસના અમદાવાદના અધિવેશનમાં મેં નમ્ર કામગીરી બજાવેલી. રાજકોટ મુકામે મળેલા ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના અધિવેશન સમયે નોખા થતા ગુજરાત રાજ્યમાં આપણી સરહદ ઉપર આવેલાં, અને અત્યારે રાજસ્થાનમાં ભેળવાએલાં શિરોહી, પ્રતાપગઢ, ડુંગરપુર, વાંસવાડા રાજ્યોને ગુજરાતના રાજ્યમાં અંતર્ગત કરવા માટે શ્રી. કનૈયાલાલ મુનશીને કરેલી મારી સૂચનાનો તે વખતે તાત્કાલિક સ્વીકાર થએલો; ભાગ્યવશાત્, એ અને પશ્ચિમ ખાનદેશનો નંદુરબાર તરફનો પ્રદેશ આપણે મેળવી શકયા નહિ. આ કામગીરી કરનારાઓ ઉપર મુંબઈ સરકારે જાસૂસી કામ કરેલું, જેમાં મારો અપવાદ કરવામાં આવ્યો નહોતો. એ યાદ કરતાં દિલગીરી થાય છે. એ કાંઈ રાજદ્રોહ નહોતો. આવી જાસૂસી કરનારાઓમાં કોઈક કોઈક તો મારા ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ હતા.

## ગુજરાત ઇતિહાસ પરિષદ્‌ની સ્થાપના : અમારી અભિલાષા

અમારી આ સંસ્થાની સ્થાપના વિદ્યાનગર મુકામે, Indian History Congressના અધિવેશન વખતે થયેલી; એની પ્રેરણા અમને ઇતિહાસના અભ્યાસી શ્રી ભાઈલાલભાઈ પટેલ તરફથી મળેલી. અમારાં પહેલાં બે અધિવેશનો અમદાવાદ મુકામે અને વડોદરા મુકામે થયેલાં; અમદાવાદના અધિવેશનનું ઉદ્‌ઘાટન ગુજરાતની વરિષ્ઠ અદાલતના ન્યાયમૂર્તિ શ્રી શેલત હસ્તક અને વડોદરાનું ઉદ્‌ઘાટન મહારાજા સયાજીરાવ ગાયકવાડ યુનિવર્સિટીના તે સમયના વાઈસ-ચૅન્સેલર શ્રી જ્યોતીન્દ્ર મહેતા હસ્તક થયેલાં. આવી સંસ્થાની જરૂર ઘણા સમય થયાં જણાતી હતી. ગુજરાતી સાહિત્ય પરિષદે ગુજરાતના ઇતિહાસના વિષયને પોતાના કાર્યવાહીમાંથી કાઢી નાંખ્યો ત્યારથી તો ખાસ. અલબત્ત, **ગુજરાત સંશોધન મંડળનાં** અધિવેશનો થાય છે ત્યારે ગુજરાતના ઇતિહાસને તેની કાર્યવાહીમાં ખાસ સ્થાન આપવામાં આવે છે. અને સંસ્થાથી સંચાલિત ત્રૈમાસિકમાં

પણ આપણી ભૂમિના ઇતિહાસને સ્થાન આપવામાં આવે છે. એ સામયિકના અત્યારના ઉત્સાહી અને અનુભવી સંચાલક પ્રો. શ્રી. ડી. ટી. લાકડાવાળાએ એમાં રાજકારણ અને અર્થકરણ વગેરેને સમાવવા માંડ્યા છે તેની અભિનંદનસહ અહીં નોંધ લેવી જોઈએ. **ફાર્બસ સભા, બુદ્ધિપ્રકાશ**, વગેરે સામયિકોમાં ઇતિહાસનાં વિષયનાં અન્વેષણો કોઈ કોઈ વાર લેવામાં આવે છે તે ખરી વાત છે; છતાં અમારા જેવી એક જુદી સંસ્થાની તો ખોટ સાલતી હતી એ કબૂલ કરવું જોઈએ. અમારાં પ્રથમ બે અધિવેશનોના પ્રમુખપદે શ્રી હરિપ્રસાદ શાસ્ત્રી અને શ્રી ભોગીલાલ સાંડેસરા હતા. આ અમારું ત્રીજું અધિવેશન છે. અમારી આ સંસ્થા રજિસ્ટર થયેલી સંસ્થા છે, અને અમે અમારું બંધારણ પણ નક્કી કર્યું છે. મારે કહેવું જોઈએ કે અમને દાંત આવવા શરુ થયા છે. અમારું ભંડોળ નહિ જેવું છે. અમારું સભ્યત્વ મુખ્યત્વે અમદાવાદ–વડોદરા પૂરતું રહ્યું છે; શાળાઓના શિક્ષકો અને પ્રોફેસરો પણ અમારામાં હજુ આવ્યા નથી; કચ્છ અમારાથી હજુ બાકાત રહ્યું છે, જ્યારે સૌરાષ્ટ્રનો ઉત્સાહ બહુ ઓછો જણાય છે, જો કે અમારા એક ઉપ–પ્રમુખ શ્રી જે. એમ. નાણાવટી, રાજકોટ મ્યુઝિઅમના અધ્યક્ષસ્થાને છે. અમારી અભિલાષા તો પૂનાના ભારત ઇતિહાસ સંશોધન મંડળની પરિસ્થિતિએ પહોંચવાની છે.

## અમારી કામગીરી : એક નમ્ર સૂચના

અમારી પરિષદ્નો જન્મ તો હમણાં જ થયો છે. છતાં એનાં ઉત્સાહી કાર્યકરોએ ગુજરાતના ઇતિહાસની એક સંદર્ભસૂચિ પ્રસિદ્ધ કરી છે તે જાણી આપ પ્રસન્ન થશો. એની નકલો ખલાસ થઈ ગઈ છે એટલે અમારા નવા સભાસદો એને મેળવી શક્યા નથી એ માટે હું મારા સહકારી બંધુઓ વતી ક્ષમા ચાહું છું.

આવાં પ્રકાશનો સંબંધી મારે એક સૂચના કરવી છે. અત્યારે કોઈ ભાઈ–બેનને ગુજરાતનાં ઇતિહાસ–સંસ્કૃતિ વિષે પ્રયાસ તૈયાર કરવો હોય તો તે માટે ગ્રન્થાલયો તેને પ્રાપ્ત થઈ શકે છે, કારણ કે આવો પ્રયાસ મુંબઈ–અમદાવાદ–વડોદરા જેવાં સ્થળોએ જ થઈ શકે; આ સ્થળોની યાદીમાં હું રાજકોટ–સુરત ઉમેરી શકું ખરો. અત્યારે આવા પ્રયાસોની દિશા બદલાવવી જોઈએ. અત્યાર સુધીમાં જે મૂળભૂત સાહિત્ય આપણા ઇતિહાસ વિષે પ્રસિદ્ધ થયું છે તેની સંકલના થવી જોઈએ. એ સાહિત્યનો કોઈ કોઈ વિભાગ અશુદ્ધ છે, કેટલાક વિભાગો તો જૂની પ્રસિદ્ધિઓનું અવતરણો જ છે. બધાં

ભાષાંતરો છે. આ પ્રસિદ્ધિઓનું યોગ્ય સંપાદન થવું જરૂરી છે. ગિરનારની તળેટીના લેખોથી માંડીને મરાઠી સમય સુધીના પ્રસિદ્ધ–અપ્રસિદ્ધ લેખો, સાલવારી પ્રમાણે, રાજવંશો પ્રમાણે, ગોઠવીને તેમને જુદા જુદા તારવીને, ખંડવાર સંપાદિત કરી, પ્રસિદ્ધ કરવામાં આવે તો ઇતિહાસ–વિદ્યાની આપણે સારી સેવા કરી શકીશું. આ કાર્ય જુદા જુદા માણસોથી થઇ શકે; તેમની પ્રસિદ્ધિ માટે ગુજરાત સરકારની અને યુનિવર્સિટીઓની મદદ મેળવી શકીએ; આપણી, સંખ્યામાં બહુ વધતી જતી શૈક્ષણિક સંસ્થાઓ તે સાહિત્યને પોતાનાં ગ્રન્થાલયોમાં વસાવી શકે; મારે કહેવું જોઈએ કે આ વધતી જતી સંસ્થાઓ એવી જાતનું કર્તવ્ય બજાવવામાં બહુ નિષ્ફળ નીવડી છે. સિનિયર બી. એ. સુધી–એમ. એ. સુધી ઇતિહાસનો વિષય શીખવતી કૉલેજોમાં અતિ–આવશ્યક પુસ્તકો કે સામયિકો જોવામાં આવતાં નથી. આ અતિ શોકની બાબત છે. આ દોષ માટે યુનિવર્સિટીનું નિરીક્ષણ–તેની તપાસ–વિધિ જવાબદાર છે.

## હમણાંનું ગુજરાતના ઇતિહાસનું અન્વેષણ અને ચિન્તન

ગુજરાતના ઇતિહાસનાં અન્વેષણમાં અને ચિન્તનમાં હવે શકવર્તી પ્રસંગો બનવા પામ્યા છે, જેથી ગુજરાતને ભારતવ્યાપી, આંતરરાષ્ટ્રીય સ્થાન મળી શક્યું છે, જેમાં ગુજરાતીઓનો સારો હિસ્સો થયો છે; સાબરમતી, લોથલ, રોજડી, શામળાજી, નગરા, ટીંબરવા, વડનગર, ખંભાલિડા વગેરે સ્થળોનાં ઉત્ખનન-સંશોધનોથી ગુજરાતના પ્રાગ્–ઐતિહાસિક સમયનો આપણને નવો ખ્યાલ આવી શકે છે, એ પ્રયત્નોમાં મહારાજા સયાજીરાવ ગાયકવાડ યુનિવર્સિટી, ડેક્કન પ્રદેશનું પુરાતત્ત્વ ખાતું, એમના કાર્યકરો શ્રી સદ્‌ગત સુબ્બારાવ, સાંકળિયા, રમણભાઈ મહેતા, જયેન્દ્ર નાણાવટી, તેમના પુરોગામી સદ્‌ગત પી. પી. પંડ્યા, સિક્કાશાસ્ત્રીઓ, માંકડ, ઢાંકી, અમૃત વસંત પંડ્યા ( વિદ્યાનગર ) વગેરેએ નવાં સમય–નિર્માણો સૂચવ્યાં છે. અને આપણી ભૂમિનો રોમન સામ્રાજ્ય સાથે તથા ઈરાનના સાસાની યુગ સાથેના સંબંધો સિદ્ધ કર્યા છે. આ ઉત્ખનનોથી ગુજરાતની પ્રાગ્–ઐતિહાસિક સાલવારી નવેસર સરજાતી જાય છે; ભવિષ્યમાં તે વિશેષ સર્જન સિદ્ધ કરી બતાવે ખરાં; એથી આપણી પૌરાણિક કથા–સામગ્રીઓને નવો ઘાટ મળી શક્યો છે. શામળાજીના ઉત્ખનની પૂર્વ ભૂમિકાને તૈયાર કરાવવામાં સારો અલ્પ હિસ્સો હતો એ મને અહીં યાદ આવે છે. એ વખતે હું મુંબઈ–રાજ્યના ઇતિહાસ–પુરાતત્ત્વ બોર્ડનો સભ્ય હતો. ગુજરાત–સૌરાષ્ટ્ર–કચ્છના અનેક

પ્રદેશો આવાં ઉત્ખનનો, અન્વેષણોની યોગ્યતા ધરાવે છે. કચ્છની તે આપણે હમણાં સુધી ઉપેક્ષા જ કરી છે. પુરાણોનાં સાહિત્યને આપણે સર્વથા અવગણી શકીએ નહિ. એ કથાઓ ઉપર આપણે આપણો ગુજરાતનો પ્રાગ્-ઐતિહાસિક સમય કલ્પી શકીએ. ઉપરાંત એ સાહિત્ય ઉપર તો આપણાં તામ્રપત્રો વગેરેની રચનાઓ ઊભી થઈ છે.

**હમણાં પ્રસિદ્ધ થયેલા સાહિત્યની ટૂંકી યાદી. નવા સૂર, નવી રચના, નવું ચિંતન, નવીન લેખકો**

આ યાદીમાં કનૈયાલાલ મુનશીના ગ્રન્થો–Glory that was Gurjaradesh–એ બે ગ્રન્થો પ્રથમ આવવા જોઈએ. એમના લેખકનો જૈનો સામેનો વિરોધ ખરા ઇતિહાસચિન્તકને નહિ ગમે. તે જ દિશામાં થએલો હમણાંનો શ્રી અશોક મજમુદારનો પ્રયત્ન ખાસ નોંધપાત્ર છે. એ પ્રયત્નમાં સોલંકી યુગના તમામ સાહિત્યનો ઉપયોગ થયો છે. જૈન, જૈનેતર, બધા સાહિત્યનું અહીં rationalisation–બુદ્ધિપૂર્વક સરલીકરણ થયું છે. ભાષાની દૃષ્ટિએ આ પ્રયત્ન બીજા પ્રયત્નોથી જુદો તરી આવે છે. એમાં રાજ્યવ્યવસ્થા, અર્થકરણ, સમાજવ્યવસ્થા, બધું તપાસવામાં આવ્યું છે. સાલવારી માટે તેમાં ચોકસાઇ જાળવવામાં આવી છે. ગુજરાતીમાં એવો પ્રયત્ન થયો નથી. દુર્ગાશંકર શાસ્ત્રીનો પ્રયત્ન તે કક્ષામાં આવી શકશે નહિ. ગુજરાત વિદ્યાસભાના આશ્રયે પ્રસિદ્ધ થએલા શ્રી હરિપ્રસાદ શાસ્ત્રીની કલમથી લખાએલા, પ્રાચીન વલભીપુર રાજ્યના મૈત્રક વંશના ઇતિહાસનાં બે પુસ્તકો આપણા એ યુગના વર્ણનમાં નવી ભાત પાડે છે; દિલગીરીની બાબત તો એ છે કે આવું ઉત્તમ, મૌલિક સાહિત્ય ગુજરાતીમાં પ્રસિદ્ધ થયું છે, છતાં આપણા પાઠ્યપુસ્તકકારો ચારણી સાહિત્યનો ઉપયોગ કરી રહ્યા છે; આ કોટિમાં હું આપણા વાર્તાકારોને પણ મૂકી શકું. મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના ઇતિહાસ–પુરાતત્ત્વવિભાગના કાર્યકર શ્રી ભગવાનસિંહ સૂર્યવંશીનું આભીરો ઉપરનું પુસ્તક એવી જ નવી ભાત પાડે છે. એમણે સૌરાષ્ટ્ર–માળવા–ખાનદેશના આભીરોનાં રાજ્યોની હકીકતોને એકઠી કરી તેમનું સમગ્ર સંસ્કૃતિદર્શન, ઇતિહાસ દર્શન સાથે, આપણને કરાવ્યું છે. એ જ વિભાગના બીજા કાર્યકર, હવે બહાર બદલાયેલા, શ્રી રાઇકટનોર યાદવો પરનો મહાનિબંધ-Thesies–અહીં નોંધાવો જોઈએ. તે પ્રસિદ્ધ થાય એમ આપણે ઇચ્છીએ. અહીં મારે ઉત્તર પ્રદેશના પ્રો. ડૉ. પૂરીના ગૂર્જરો ઉપરના ગ્રન્થ તરફ અભ્યાસીઓનું ધ્યાન ખેંચવું જોઈએ. આ પ્રયત્નોનો એક પ્રધાન સૂર છે કે

મૈત્રકો, આભીરો, ગુર્જરો એ પ્રજાસમૂહો ભારતના વતનીઓ હતા. તેમનો સૂર ટૉડ વગેરે ઓગણીસમી સદીના લેખકોના સૂરથી જુદો પડે છે. સત્ય, કદાચ, બે માન્યતાઓની વચ્ચે હોઈ શકે. ટૉડ વગેરેના મનાએલા મધ્ય એશિયાના આ પ્રજાસમૂહો ઠેઠ બારમી સદી સુધી બૌદ્ધમાર્ગી–મહાયાન–સંપ્રદાયી હતા. પછી તેઓ ઘણાખરા મુસ્લીમ થઈ ગયા. ખુદ ચિંઘીસખાં બૌદ્ધ પક્ષનો હતો. એ પ્રજાસમૂહોને આપણે બૃહદ્–ભારતીય કેમ ન માનીએ? તેમનાં કેટલાંકનાં તો ભારતીય નામો છે; જેમકે પુષ્પમિત્ર (શુંગવંશનો નહિ) વગેરે.

વર્ષો પહેલાં બ્રિગ્સે અને તેમના પછી પ્રો. અલતેકરે ગુજરાતનાં નગરો વિષે લખેલું. એમાં સમુદ્ર–અધિપતિઓ–જેઠવા રાજપૂતોની પ્રાચીન રાજધાની ઘુમલી–ભૂતાંબિલિકાને પ્રો. અલતેકરે નવો વેશ પહેરાવેલો. ઘુમલી સિવાયની આપણી જૂની રાજધાનીઓને નવીન વેશ પહેરાવતો શ્રી. રસિકલાલ પરીખનો પ્રયત્ન ખાસ Scientific–શાસ્ત્રીય છે, કારણ કે તેમાં રાજધાનીની ફિલસૂફીની ચર્ચા કરવામાં આવી છે. શ્રી રસિકલાલભાઈ હવે પછી આપણા પ્રમુખ થશે, તે આપણું સદ્‌ભાગ્ય છે.

શ્રી. મંજુલાલ મજમુદારે હમણાં બે ગ્રન્થોનું સંપાદન કર્યું છે:— (૧) ગુજરાતની સાલવારી–Chronology અને (૨) Cultural History of Gujarat, જે પોણોસો રૂપીયાની કિંમતનો, દળદાર ગ્રન્થ છે, અને જે વ્યાપક પ્રયાસ છે, જે આપણી સંસ્કૃતિનાં તમામ ક્ષેત્રોને વિસ્તારથી આવરી લે છે, જેનાં ભાવવાચક ચિત્રો ગ્રન્થનું ખાસ આકર્ષણ છે. મંજુલાલભાઈના સાલવારીનો પ્રયાસ પ્રથમ ભૂમિકાને ઓળંગી ગયો છે. બીજી ભૂમિકાઓને તે પ્રયાસ જેમ જેમ સ્પર્શતો જશે તેમ તેમ તે સાલવારી સાથે સાઠમારીના પ્રયત્નમાં પ્રવેશશે; એક સ્થળે આ પ્રયાસને મેં Herculean પ્રયાસ તરીકે વર્ણવ્યો છે. રાજપૂત, મુસ્લિમ, મરાઠી, યૂરોપિયન, બધી સાલવારીઓને ભેગી કરી તેમને શુદ્ધ કરી ગ્રન્થસ્થ કરવી તે ખરેખર Herculean પ્રયાસ કહી શકાય. એક દષ્ટિએ આ સાહિત્યને ભેગું કરનારાં ભાઈ–બહેનો આપણાં ઇતિહાસનાં અને સંસ્કૃતિનાં જાણકારો થઈ શક્યાં છે, અને થઈ શકશે.

મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના ઇતિહાસ–વિભાગના અધ્યક્ષ પ્રો. સતીશચંદ્ર મિશ્રના Rise of Muslim Power in Gujarat નામનો અંગ્રેજી ગ્રન્થ ગુજરાતના ઇતિહાસના સાહિત્યમાં અનેરો ઉમેરો કરે છે; એ પ્રયાસનું હીજરી સનનું ઇસવીસનમાં રૂપાંતર, વર્ષ–માસ–દિવસવાળું, વિશિષ્ટ

પ્રદેશો આવાં ઉત્ખનનો, અન્વેષણોની યોગ્યતા ધરાવે છે. કચ્છની તો આપણે હમણાં સુધી ઉપેક્ષા જ કરી છે. પુરાણોનાં સાહિત્યને આપણે સર્વથા અવગણી શકીએ નહિ. એ કથાઓ ઉપર આપણે આપણો ગુજરાતનો પ્રાગ્–ઐતિહાસિક સમય કલ્પી શકીએ. ઉપરાંત એ સાહિત્ય ઉપર તો આપણાં તામ્રપત્રો વગેરેની રચનાઓ ઊભી થઈ છે.

**હમણાં પ્રસિદ્ધ થયેલા સાહિત્યની ટૂંકી યાદી. નવા સૂર, નવી રચના, નવું ચિંતન, નવીન લેખકો**

આ યાદીમાં કનૈયાલાલ મુનશીના ગ્રન્થો–Glory that was Gurjaradesh–એ બે ગ્રન્થો પ્રથમ આવવા જોઈએ. એમના લેખકનો જૈનો સામેનો વિરોધ ખરા ઇતિહાસચિન્તકને નહિ ગમે. તે જ દિશામાં થએલો હમણાંનો શ્રી અશોક મજમુદારનો પ્રયત્ન ખાસ નોંધપાત્ર છે. એ પ્રયત્નમાં સોલંકી યુગના તમામ સાહિત્યનો ઉપયોગ થયો છે. જૈન, જૈનેતર, બધા સાહિત્યનું અહીં rationalisation–બુદ્ધિપૂર્વક સરલીકરણ થયું છે. ભાષાની દૃષ્ટિએ આ પ્રયત્ન બીજા પ્રયત્નોથી જુદો તરી આવે છે. એમાં રાજ્યવ્યવસ્થા, અર્થકરણ, સમાજવ્યવસ્થા, બધું તપાસવામાં આવ્યું છે. સાલવારી માટે તેમાં ચોકસાઇ જાળવવામાં આવી છે. ગુજરાતીમાં એવો પ્રયત્ન થયો નથી. દુર્ગાશંકર શાસ્ત્રીનો પ્રયત્ન તે કક્ષામાં આવી શકશે નહિ. ગુજરાત વિદ્યાસભાના આશ્રયે પ્રસિદ્ધ થએલા શ્રી હરિપ્રસાદ શાસ્ત્રીની કલમથી લખાએલા, પ્રાચીન વલભીપુર રાજ્યના મૈત્રક વંશના ઇતિહાસનાં બે પુસ્તકો આપણા એ યુગના વર્ણનમાં નવી ભાત પાડે છે; દિલગીરીની બાબત તો એ છે કે આવું ઉત્તમ, મૌલિક સાહિત્ય ગુજરાતીમાં પ્રસિદ્ધ થયું છે, છતાં આપણા પાઠ્યપુસ્તકકારો ચારણી સાહિત્યનો ઉપયોગ કરી રહ્યા છે; આ કોટિમાં હું આપણા વાર્તાકારોને પણ મૂકી શકું. મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના ઇતિહાસ–પુરાતત્ત્વવિભાગના કાર્યકર શ્રી ભગવાનસિંહ સૂર્યવંશીનું આભીરો ઉપરનું પુસ્તક એવી જ નવી ભાત પાડે છે. એમણે સૌરાષ્ટ્ર–માળવા–ખાનદેશના આભીરોનાં રાજ્યોની હકીકતોને એકઠી કરી તેમનું સમગ્ર સંસ્કૃતિદર્શન, ઇતિહાસ દર્શન સાથે, આપણને કરાવ્યું છે. એ જ વિભાગના બીજા કાર્યકર, હવે બહાર બદલાયેલા, શ્રી રાઇકટનોર યાદવો પરનો મહાનિબંધ-Thesies–અહીં નોંધાવો જોઈએ. તે પ્રસિદ્ધ થાય એમ આપણે ઇચ્છીએ. અહીં મારે ઉત્તર પ્રદેશના પ્રો. દૈ. પૂરીના ગૂર્જરો ઉપરના ગ્રન્થ તરફ અભ્યાસીઓનું ધ્યાન ખેંચવું જોઈએ. આ પ્રયત્નોનો એક પ્રધાન સૂર છે કે

મૈત્રકો, આભીરો, ગુર્જરો એ પ્રજાસમૂહો ભારતના વતનીઓ હતા. તેમનો સૂર ટોડ વગેરે ઓગણીસમી સદીના લેખકોના સૂરથી જુદો પડે છે. સત્ય, કદાચ, બે માન્યતાઓની વચ્ચે હોઈ શકે. ટોડ વગેરેના મનાએલા મધ્ય એશિયાના આ પ્રજાસમૂહો ઠેઠ બારમી સદી સુધી બૌદ્ધમાર્ગી–મહાયાન–સંપ્રદાયી હતા. પછી તેઓ ઘણાખરા મુસ્લીમ થઈ ગયા. ખુદ ચિંઘીસખાં બૌદ્ધ પક્ષનો હતો. એ પ્રજાસમૂહોને આપણે બૃહદ્–ભારતીય કેમ ન માનીએ? તેમનાં કેટલાંકનાં તો ભારતીય નામો છે; જેમકે પુષ્પ મિત્ર (શુંગવંશનો નહિ) વગેરે.

વર્ષો પહેલાં પ્રિન્સે અને તેમના પછી પ્રો. અલતેકરે ગુજરાતનાં નગરો વિષે લખેલું. એમાં સમુદ્ર–અધિપતિઓ–જેઠવા રાજપૂતોની પ્રાચીન રાજધાની ધ્રુમલી–ભૂતાંબિલિકાને પ્રા. અલતેકરે નવો વેશ પહેરાવેલો. ધુમલી સિવાયની આપણી જૂની રાજધાનીઓને નવીન વેશ પહેરાવતો શ્રી. રસિકલાલ પરીખનો પ્રયત્ન ખાસ Scientific–શાસ્ત્રીય છે, કારણ કે તેમાં રાજધાનીની ફિલસૂફીની ચર્ચા કરવામાં આવી છે. શ્રી રસિકલાલભાઈ હવે પછી આપણા પ્રમુખ થશે. તે આપણું સદ્‌ભાગ્ય છે.

શ્રી. મંજુલાલ મજમુદારે હમણાં બે ગ્રન્થોનું સંપાદન કર્યું છે:—(૧) ગુજરાતની સાલવારી–Chronology અને (૨) Cultural History of Gujarat, જે પોણાસો રૂપીયાની કિંમતનો, દળદાર ગ્રન્થ છે, અને જે વ્યાપક પ્રયાસ છે, જે આપણી સંસ્કૃતિનાં તમામ ક્ષેત્રોને વિસ્તારથી આવરી લે છે, જેનાં ભાવવાચક ચિત્રો ગ્રન્થનું ખાસ આકર્ષણ છે. મંજુલાલભાઈના સાલવારીનો પ્રયાસ પ્રથમ ભૂમિકાને ઓળંગી ગયો છે. બીજી ભૂમિકાઓને તે પ્રયાસ જેમ જેમ સ્પર્શતો જશે તેમ તેમ તે સાલવારી સાથે સાઠમારીના પ્રયત્નમાં પ્રવેશશે; એક સ્થળે આ પ્રયાસને મેં Herculean પ્રયાસ તરીકે વર્ણવ્યો છે. રાજપૂત, મુસ્લિમ, મરાઠી, યૂરોપિયન, બધી સાલવારીઓને ભેગી કરી તેમને શુદ્ધ કરી ગ્રન્થસ્થ કરવી તે ખરેખર Herculean પ્રયાસ કહી શકાય. એક દૃષ્ટિએ આ સાહિત્યને ભેગું કરનારાં ભાઈ–બહેનો આપણાં ઇતિહાસનાં અને સંસ્કૃતિનાં જાણકારો થઈ શકયાં છે, અને થઈ શકશે.

મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના ઇતિહાસ–વિભાગના અધ્યક્ષ પ્રો. સતીશચંદ્ર મિશ્રના Rise of Muslim Power in Gujarat નામનો ઇંગ્રેજી ગ્રન્થ ગુજરાતના ઇતિહાસના સાહિત્યમાં અનેરો ઉમેરો કરે છે; એ પ્રયાસનું હીજરી સનનું ઇસવીસનમાં રૂપાંતર, વર્ષ–માસ–દ્વિવસવાળું, વિશિષ્ટ

પ્રદેશો આવાં ઉત્ખનનો, અન્વેષણોની યોગ્યતા ધરાવે છે. કચ્છની તો આપણે હમણાં સુધી ઉપેક્ષા જ કરી છે. પુરાણોનાં સાહિત્યને આપણે સર્વથા અવગણી શકીએ નહિ. એ કથાઓ ઉપર આપણે આપણો ગુજરાતનો પ્રાગ્-ઐતિહાસિક સમય કલ્પી શકીએ. ઉપરાંત એ સાહિત્ય ઉપર તો આપણાં તામ્રપત્રો વગેરેની રચનાઓ ઊભી થઈ છે.

**હમણાં પ્રસિદ્ધ થયેલા સાહિત્યની ટૂંકી યાદી. નવા સૂર, નવી રચના, નવું ચિંતન, નવીન લેખકો**

આ યાદીમાં કનૈયાલાલ મુનશીના ગ્રન્થો–Glory that was Gurjaradesh–એ બે ગ્રન્થો પ્રથમ આવવા જોઈએ. એમના લેખકનો જૈનો સામેનો વિરોધ ખરા ઇતિહાસચિન્તકને નહિ ગમે. તે જ દિશામાં થએલો હમણાંનો શ્રી અશોક મજમુદારનો પ્રયત્ન ખાસ નોંધપાત્ર છે. એ પ્રયત્નમાં સોલંકી યુગના તમામ સાહિત્યનો ઉપયોગ થયો છે. જૈન, જૈનેતર, બધા સાહિત્યનું અહીં rationalisation–બુદ્ધિપૂર્વક સરલીકરણ થયું છે. ભાષાની દૃષ્ટિએ આ પ્રયત્ન બીજા પ્રયત્નોથી જુદો તરી આવે છે. એમાં રાજ્યવ્યવસ્થા, અર્થકરણ, સમાજવ્યવસ્થા, બધું તપાસવામાં આવ્યું છે. સાલવારી માટે તેમાં ચોકસાઈ જાળવવામાં આવી છે. ગુજરાતીમાં એવો પ્રયત્ન થયો નથી. દુર્ગાશંકર શાસ્ત્રીનો પ્રયત્ન તે કક્ષામાં આવી શકશે નહિ. ગુજરાત વિદ્યાસભાના આશ્રયે પ્રસિદ્ધ થએલા શ્રી હરિપ્રસાદ શાસ્ત્રીની કલમથી લખાએલા, પ્રાચીન વલભીપુર રાજ્યના મૈત્રક વંશના ઇતિહાસનાં બે પુસ્તકો આપણા એ યુગના વર્ણનમાં નવી ભાત પાડે છે; દિલગીરીની બાબત તો એ છે કે આવું ઉત્તમ, મૌલિક સાહિત્ય ગુજરાતીમાં પ્રસિદ્ધ થયું છે, છતાં આપણા પાઠ્યપુસ્તકકારો ચારણી સાહિત્યનો ઉપયોગ કરી રહ્યા છે; આ કોટિમાં હું આપણા વાર્તાકારોને પણ મૂકી શકું. મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના ઇતિહાસ–પુરાતત્ત્વવિભાગના કાર્યકર શ્રી ભગવાનસિંહ સૂર્યવંશીનું આભીરો ઉપરનું પુસ્તક એવી જ નવી ભાત પાડે છે. એમણે સૌરાષ્ટ્ર–માળવા–ખાનદેશના આભીરોનાં રાજ્યોની હકીકતોને એકઠી કરી તેમનું સમગ્ર સંસ્કૃતિદર્શન, ઇતિહાસ દર્શન સાથે, આપણને કરાવ્યું છે. એ જ વિભાગના બીજા કાર્યકર, હવે બહાર બદલાયેલા, શ્રી રાઇકટનોર યાદવો પરનો મહાનિબંધ-Thesies–અહીં નોંધાવો જોઈએ. તે પ્રસિદ્ધ થાય એમ આપણે ઇચ્છીએ. અહીં મારે ઉત્તર પ્રદેશના પ્રો. ડૉ. પૂરીના ગૂર્જરો ઉપરના ગ્રન્થ તરફ અભ્યાસીઓનું ધ્યાન ખેંચવું જોઈએ. આ પ્રયત્નોનો એક પ્રધાન સૂર છે કે

મૈત્રકો, આભીરો, ગુર્જરો એ પ્રજાસમૂહો ભારતના વતનીઓ હતા. તેમનો સૂર ટૉડ વગેરે ઓગણીસમી સદીના લેખકોના સૂરથી જુદો પડે છે. સત્ય, કદાચ, બે માન્યતાઓની વચ્ચે હોઈ શકે. ટૉડ વગેરેના મનાએલા મધ્ય એશિયાના આ પ્રજાસમૂહો ઠેઠ બારમી સદી સુધી બૌદ્ધમાર્ગી–મહાયાન–સંપ્રદાયી હતા. પછી તેઓ ઘણાખરા મુસ્લીમ થઈ ગયા. ખુદ ચિંઘીસખાં બૌદ્ધ પક્ષનો હતો. એ પ્રજાસમૂહોને આપણે બૃહદ્–ભારતીય કેમ ન માનીએ? તેમનાં કેટલાંકનાં તો ભારતીય નામો છે; જેમકે પુષ્પ મિત્ર (શુંગવંશનો નહિ) વગેરે.

વર્ષો પહેલાં ખ્રિગ્સે અને તેમના પછી પ્રો. અલતેકરે ગુજરાતનાં નગરો વિષે લખેલું. એમાં સમુદ્ર–અધિપતિઓ–જેઠવા રાજપૂતોની પ્રાચીન રાજધાની ધુમલી–ભૂતાંબિલિકાને પ્રા. અલતેકરે નવો વેશ પહેરાવેલો. ધુમલી સિવાયની આપણી જૂની રાજધાનીઓને નવીન વેશ પહેરાવતો શ્રી. રસિકલાલ પરીખનો પ્રયત્ન ખાસ Scientific–શાસ્ત્રીય છે, કારણ કે તેમાં રાજધાનીની ફિલસૂફીની ચર્ચા કરવામાં આવી છે. શ્રી રસિકલાલભાઈ હવે પછી આપણા પ્રમુખ થશે, તે આપણું સદ્‌ભાગ્ય છે.

શ્રી. મંજુલાલ મજમુદારે હમણાં બે ગ્રન્થોનું સંપાદન કર્યું છેઃ— (૧) ગુજરાતની સાલવારી–Chronology અને (૨) Cultural History of Gujarat, જે પોણોસો રૂપીયાની કિંમતનો, દળદાર ગ્રન્થ છે, અને જે વ્યાપક પ્રયાસ છે, જે આપણી સંસ્કૃતિનાં તમામ ક્ષેત્રોને વિસ્તારથી આવરી લે છે, જેનાં ભાવવાચક ચિત્રો ગ્રન્થનું ખાસ આકર્ષણ છે. મંજુલાલભાઈના સાલવારીનો પ્રયાસ પ્રથમ ભૂમિકાને ઓળંગી ગયો છે. બીજી ભૂમિકાઓને તે પ્રયાસ જેમ જેમ સ્પર્શતો જશે તેમ તેમ તે સાલવારી સાથે સાઠમારીના પ્રયત્નમાં પ્રવેશશે; એક સ્થળે આ પ્રયાસને મેં Herculean પ્રયાસ તરીકે વર્ણવ્યો છે. રાજપૂત, મુસ્લિમ, મરાઠી, યૂરોપિયન, બધી સાલવારીઓને ભેગી કરી તેમને શુદ્ધ કરી ગ્રન્થસ્થ કરવી તે ખરેખર Herculean પ્રયાસ કહી શકાય. એક દૃષ્ટિએ આ સાહિત્યને ભેગું કરનારાં ભાઈ–બહેનો આપણાં ઇતિહાસનાં અને સંસ્કૃતિનાં જાણકારો થઈ શકયાં છે, અને થઈ શકશે.

મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના ઇતિહાસ–વિભાગના અધ્યક્ષ પ્રો. સતીશચંદ્ર મિશ્રના Rise of Muslim Power in Gujarat નામનો ઇંગ્રેજી ગ્રન્થ ગુજરાતના ઇતિહાસના સાહિત્યમાં અનેરો ઉમેરો કરે છે; એ પ્રયાસનું હીજરી સનનું ઇસવીસનમાં રૂપાંતર, વર્ષ–માસ–દિવસવાળું, વિશિષ્ટ

સ્થાન ધરાવે છે. આ પ્રયાસની ઇંગ્રેજી ભાષા મને ખાસ આકર્ષક જણાઈ છે, ઉપરાંત એનું ચિન્તન લેખકની પરિપકવ 'ઇતિહાસ દષ્ટિને પૂરવાર કરે છે. પ્રો. મિશ્ર તથા પ્રો. રહેમાન, એમનો **મિરાત-એ-સિકંદરી**નો મૂળ ફારસી પાઠ આપણા ઐતિહાસિક સાહિત્યને ગુજરાતમાં ભૂલાતી જતી ફારસી ભાષાને સમૃદ્ધ કરશે. તેની સ્થળ-નામોની યાદી તેટલી જ સમૃદ્ધ છે. ઇચ્છીએ કે આ ભાઈઓ આપણને એ ગ્રન્થનું ઇંગ્રેજી ભાષાંતર આપે, અને યુનિવર્સિટી એનું ગુજરાતી ભાષાંતર આપે. વર્ષો પહેલાં એનું ઇંગ્રેજી ભાષાંતર ધરમપુરના મહારાજાને આશ્રયે કાઠિયાવાડ એજન્સીના એક અમલદારે કરેલું હતું, જેમાં રાજકોટના અનૂપચંદ્ર જગજીવન મોદી, એક વાર વઢવાણ, લીંબડી, ધરમપુર સંસ્થાનોના દીવાન, એમનો સહકાર હતો, જે હકીકત વાચકને ઉપોદ્‌ઘાતથી મળી શકે છે, **મિરાત-એ-સિકંદરી**ના બુઝર્ગ લેખકે અમદાવાદ મુકામે જહાંગીર પાદશાહનો પરિચય કરેલો. એ ગ્રન્થમાં અનેક રસિક હકીકતો આપવામાં આવી છે. એનું ગુજરાતના સુલતાન બીજા મુઝફ્ફરશાહે પોતાના દરબારીઓ સમક્ષ ચંપાબાઈ નામની નર્તિકાના હંસનૃત્યના પ્રયોગનું વર્ણન અતિ મનોહર છે. લાલચંદ્ર પંડિતનાં સંશોધનો મુજબ આ સુલતાન જૈન મુનિઓનો સમાગમ સાધતો હતો. ખલીલખાં નામે એણે શહેર વડોદરાનો કોટ કરાવેલો; ખંડેરાવ માર્કેટ સામે આવેલો પીરામિતારને નામે જાણીતો રસ્તો એ સુલતાનના ઓલીઆ મીર અમીન તાહિર સાથે સંકળાયેલો છે. અમે મુંબઈ રાજ્યના ઇતિહાસ બોર્ડે વડોદરા મ્યુનિસિપાલિટીને આ રસ્તાને ઓલિઆના નામ સાથે સાંકળવા, ઠરાવથી, વિનંતી કરેલી, જેનો અમલ હજુ સુધી કરવામાં આવ્યો નથી.

ગુજરાતની સલ્તનતની સ્થાપનાના સમયનો, લગભગ સમકાલીન, દ્વિભાષી એટલે સંસ્કૃત-ફારસી લેખ વડોદરાની જુમ્મા મસ્જિદમાં હોઝ ઉપર જ આવેલો છે. વર્ષો સુધી એ લેખ અજાણ્યો રહી ગએલો. એ વિષે મારું ધ્યાન મારા ભૂતપૂર્વ વિદ્યાર્થી ખાનદાને ખેંચેલું; અમે તેની ફોટો-નકલ લેવરાવી, જે માટે અમને અહીંની યુનિવર્સિટીના પુરાતત્ત્વ ખાતાની મદદ હતી; વડોદરાના મર્હુમ નવાબ ફકર-ઉદ્-દીન સાહેબે તથા સ્થાનિક વોરા વિદ્વાનોએ તેના ફારસી પાઠને સ્પષ્ટ કરવામાં અમને મદદ કરેલી. આ લેખને મેં Indian History Congressના એક અધિવેશન સમક્ષ વાંચેલો.

આવા અનેક લેખો, જેમકે ગિરનારના, ડભોઈના, અત્યારે કારાગૃહમાં પડેલા છે. તેમનાં લખાણો માત્ર લિપિશાસ્ત્રીઓ માટે નથી. એમને **હિસ્ટરી**

બોર્ડ જેવી સંસ્થાઓએ પ્રજાની સમજમાં આવે એવી રીતે ગોઠવવા જોઈએ. આપણી સ્થાનિક સરકારોએ પુરાતત્ત્વ ઉપર ખાસ લક્ષ રાખવું જોઈએ.

પ્રો. સતીશચંદ્ર મિશ્રે ગુજરાતના મુસલમાનો ઉપર નવીન પ્રકાશ ફેંકતો એક ગ્રંન્થ લખ્યો છે, અને તેની પ્રસિદ્ધિ મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીએ કરી છે.

મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીએ હમણાં આપણા Oriental Institute–પ્રાચ્યવિદ્યામંદિરના નિવૃત્ત જૈન પંડિત શ્રી. લાલચંદ્રભાઈ ગાંધીના ઐતિહાસિક લેખોના સંગ્રહને પ્રસિદ્ધ કરી ગુજરાતની વિદ્વજ્જનતાને અનુગૃહીત કરી છે. પંડિત લાલચંદ્રભાઈએ આ લેખો મુખ્યત્વે જૈન સામયિકોમાં પ્રસિદ્ધ કરેલા, તેથી તે ઘણા લોકોના અજાણ્યા રહી ગયા હતા, અને એમની વિદ્વત્તા ગુજરાતની સંસ્કારી જનતાને પહોંચી શકી નહોતી. આ સાહિત્ય વગર ગુજરાતનાં ઇતિહાસ–સાલવારી–સંસ્કારિત્વ વિષેનાં અધ્યયન-અધ્યાપન ચોક્કસ અધૂરાં રહેવાનાં એ જ દિશાના કાર્યકરો ચીમનલાલ ડાહ્યાભાઇ દલાલ, રામલાલ ચુનીલાલ મોદી ઉત્તમ કામ કરી ગયા છે. તેમાં રામલાલભાઈ મોદીના લેખોના સંગ્રહો પ્રસિદ્ધિમાં મૂકી એમના પ્રશંસકોએ ગુજરાતની સારી સેવા બજાવી છે. આ જ દિશામાં પ્રશસ્ત, વિવેકશીલ, વિશદ સાહિત્ય લખતા ભાઇશ્રી ભોગીલાલ સાંડેસરાના વ્યક્તિગત અને સંસ્થાગત પ્રયત્નોનો નિર્દેશ બસ થઇ પડશે. બાજુના એમના પુરોગામીઓના સમયનો હાથ પર ધરાએલો ઇબ્નબતૂતાના પ્રવાસના અરબી ગ્રન્થનો કલકત્તાના પ્રો. મહેદીહસન હસ્તક થયેલો ઈંગ્રેજી અનુવાદ આવી જવો જોઇએ. આ ઇંગ્રેજી અનુવાદનું વિસ્તૃત અવલોકન મેં પ્રાચ્યવિદ્યામંદિરના ત્રૈમાસિકમાં કરેલું.

અત્યારે ગુજરાતના મુસ્લિમ યુગનો તથા મરાઠી યુગનો, સંશોધન દષ્ટિથી, મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીને આશ્રયે પ્રો. મિશ્રની અધ્યક્ષતા નીચે થઈ રહ્યો છે તે જણાવતાં આનંદ થાય છે. આ વૃત્તાંતોની હમણાં સુધી મોટી ઉપેક્ષા થઇ રહી હતી. એટલે સુધી કે ઇ. સ. ૧૮૦૭–૦૯ થી ૧૯૪૭ સુધી ચાલુ રહેલા સૌરાષ્ટ્રના Walker Settlement કર્નલ વોકરના બંદોબસ્તને આપણે સંદતર ભૂલી ગયા છીએ. આ પ્રયત્નસાં શ્રી. વિજય ચાવડા તથા માણેકલાલ શાહ છે.

**મિરાત–એ–સિકંદરી**નો ઉપયોગ ગેઝેટિઅરકારે કરેલો છે. એવો જ ઉપયોગ ગેઝેટિઅરકારે ગુજરાતના ઇતિહાસના મોગલ–મરાઠીયુગના ફારસી

લેખક અલી મોહમ્મદખાનો પ્રયાસ **મિરાત-એ-એહમદી**નો કરેલો. આનંદની વાત છે કે આ આખા વિસ્તૃત ગ્રન્થનું ઇંગ્રેજી ભાષાંતર હમણાં મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીને આશ્રયે ફારસી વિભાગના અધ્યક્ષ પ્રો. લોખંડવાળાએ કરેલું છે. એના એક વિભાગ–ફતીમાનું ઇંગ્રેજી ભાષાંતર વર્ષો અગાઉ વડોદરાના સહ–દીવાન શ્રી સેડન તથા પ્રો. નવાબઅલી, એમણે કરેલું હતું. આ જ ગ્રંન્થનું ગુજરાતી ભાષાંતર, કેટલુંક અશુદ્ધ, નિઝામખાં નૂરખાં પઠાણે કરેલું અને એવું જ ગુજરાતી ભાષાંતર દીવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ કરેલું, જે ગૂજરાત વિદ્યાસભાએ પ્રસિદ્ધ કરેલું છે; દીવાન બહાદુરના પ્રયાસનું અવલોકન મેં વડોદરાની પ્રેમાનંદ સાહિત્ય સભા તરફથી તે વખતે પ્રસિદ્ધ થતા **સાહિત્યકાર** ત્રૈમાસિકમાં કરેલું. જેમાં કેટલીક સૂચનાઓ કરેલી, જે માટે દીવાન બહાદુરે મારો ઉપકાર પામેલો, તે યાદ કરતાં હું કૃતકૃત્યતાની લાગણી અનુભવું છું. પ્રો. લોખંડવાળાએ પોતાના પ્રયાસમાં હીજરી સનનાં ઇસવી સન રૂપાંતરો આપેલાં છે, અને પૂરકો દ્વારા દિલ્હી સલ્તનતના સમયના ગુજરાતના હાકેમો, સ્વતંત્ર ગુજરાતના સુલતાનો, મોગલાઇના સમયના સુબેદારો અને એમના દીવાનો, એ યાદીઓ આપી છે.

ગુજરાતના ઇતિહાસ લેખનમાં એક અરબી ઇતિહાસ છે, જેનો મૂળ અરબી પાઠ સર ડેનિસન રોસે પ્રસિદ્ધ કર્યો છે, અને જેનો ઉપયોગ પ્રો. કોમિશેરિઅટે પોતાના ગુજરાતના ઇતિહાસમાં છૂટથી કર્યો છે. એનાં ઇંગ્રેજી–ગુજરાતી ભાષાંતરો થવાં જોઈએ. હું વડોદરા કોલેજમાં હતો ત્યારે આ માટેની સૂચના અરબી જાણતા મારા સહકારી–મિત્ર–પ્રોફેસરોને કરેલી. આ અરબી ઇતિહાસની એક રસિક વાત અત્રે યાદ આવે છે–ગુજરાતથી ગએલા બહાદુરશાહ સુલતાનના રસાલાએ મક્કા મુકામે પોતાના મિત્રવર્ગને ગુજરાતની સ્વાદિષ્ટ મીઠાઇઓની ભેટ મોકલાવેલી હતી.

પ્રો. સર જદુનાથ સરકારે મિરાત–એ–એહમદીના કેટલાંક વૃત્તાંતોને સમકાલીન પૂરાવાઓ વડે શુદ્ધ કર્યા છે.

**મિરાત–એ–સિકંદરી**ના લેખકે પોતાના ઇતિહાસમાં **તારીખ–એ–બહાદુરશાહી**ના અનેક વાર ઉલ્લેખો કર્યા છે, જેની પ્રત મેળવવાનું દુષ્કર કામ હવે પાર પડવું જોઈએ. એ ગ્રન્થમાં અનેક રસિક વાતો કહેવામાં આવી છે તે જૂદું. એમાં કોઇ કોઇ કચ્છી–સોરઠી પ્રયોગો થયા છે.

આ બંને લેખકો ગુજરાતીઓ હતા તે યાદ રહે.

આવાં પ્રકાશનો સંબંધી મારે એકાદ-બે સૂચનાઓ કરવી છે. પ્રકાશકોએ આ પ્રકાશનોની બે નકલો વૃત્તપત્રોનાં કાર્યાલયોને મોકલવી જોઇએ; એક નકલ જે તે કાર્યાલય રાખે, જ્યારે બીજી નકલ અવલોકનકાર રાખે. વૃત્તપત્રોનાં કાર્યાલયોએ આવાં પ્રકાશનોનાં અવલોકનો લેવાં જે તે વિષયોના જાણકારોની મદદ લેવી જોઈએ; અત્યારે એક જ જણ, મુખ્યત્વે સાહિત્યનો લેખક આવાં પ્રકાશનોનાં અવલોકનો કરે છે, એ યોગ્ય નથી.

બીજી સૂચના લેખકોને કરવાની છે. આવાં પ્રકાશનોનું યોગ્ય સંપાદન-Editing થવું જોઇએ. જેવું સંપાદન બ્લોક્મેને અને બિવરિજે **અકબરનામાનું** અને **આઈન-એ-અકબરીનું** કર્યું છે; એવું જ સંપાદન પ્રો. હોડીવાળાએ **ઇલિઅટ અને ડાઉસનના** History of India as told by its own Historians-આઠ ગ્રન્થોનું કર્યું છે; તેવું જ સંપાદન અલીગઢના નિવૃત્ત પ્રો. મોહમ્મદ હબીબે કર્યું છે. પ્રો. જદુનાથ સરકારે **મિરાત-એ-એહમદી**ની કેટલીક વસ્તુને શુદ્ધ કરી છે, મુખ્યત્વે સાલવારીને, એ અહીં મારે જણાવવું જોઇએ; આ શુદ્ધિ એમણે ઔરંગઝેબના સમકાલીન સાહિત્યના પૂરાવાઓથી કરી છે.

પ્રો. કોમિશેરિએટના ગુજરાતના મુસ્લિમ યુગના ઇતિહાસના ગ્રન્થોની નોંધ લઇ હું સંતોષ માનું છું.

ગુજરાત વિદ્યાસભાના આશ્રયે શ્રી છોટુભાઈ નાયક ગુજરાતના મુસ્લિમ યુગના સાહિત્યનું અવલોકન કરે છે તેની નોંધ અહીં લેવી જોઇએ. એ જ સંસ્થાએ વર્ષો અગાઉ પ્રો. નદવી હસ્તક કેટલુંક સાહિત્ય પ્રસિદ્ધ કરેલું હતું, જેમ સદ્‌ગત શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી હસ્તક રાજપૂત યુગ માટે એ જ સંસ્થાના આશ્રયે પ્રયાસ કરવામાં આવ્યો હતો. તેમ શ્રી નદવીનો પ્રયાસ Scientific નહોતો; તેઓ મુખ્યત્વે ભાષાવિદ્ હતા.

### Thesis-મહાનિબંધો

આપણાં સંશોધન મંડળો, યુનિવર્સિટીઓ વગેરે આશ્રયે Thesis-મહાનિબંધો તૈયાર કરવામાં આવે છે તેમની યાદીઓ, તેમની ગુણવત્તા સહિત, પ્રસિદ્ધ થવી જોઈએ, અને તેમના નિર્દેશો સામયિકોમાં, ઇંગ્રેજીમાં, ગુજરાતીમાં અને હિન્દીમાં, થવા જોઇએ. કેટલાંક મૂલ્યવંતાં પ્રકાશનો તો નિરીક્ષણો વગર રહી જાય છે.

આવા અજાણ્યા રહી ગએલા સાહિત્યમાં મારે પ્રો. ધારૈયાનો મહાનિબંધ મૂકવો જોઇએ.

**સંશોધનની યોગ્યતા, સુખદ વાત**

અત્યારનાં આ તમામ સંશોધનો વિદેશી ડિગ્રીઓ નહિ ધરાવતા ઈસમો તરફથી કરવામાં આવેલાં છે. એવાં સંશોધનો માટે વિદેશી ગુણવત્તાની જરૂર બિલકુલ નથી; અલબત્ત, કોઇ સંશોધન માટે વિદેશી પ્રવાસની જરૂર હોય તો તે પ્રયત્ન થવો જોઈએ; બાકી જેમણે જદુનાથ સરકાર, ગોવિન્દ સખારામ સરદેસાઈ, સુરેન્દ્રનાથ સેન, વગેરે સિદ્ધહસ્ત લેખકોની કૃતિઓનું એક પણ પૂઠું જોયું ન હોય એવા ઇતિહાસના કહેવાતા નિષ્ણાતોના અધ્યક્ષપણા નીચે ઇતિહાસનો વિષય હવે મૂકાવો જોઈએ નહિ. આ વિષયને એકવાર અર્થશાસ્ત્રના વિષય સાથે લગાડી દેવામાં આવતો હતો. એ જમાનો હવે ગયો છે.

કેટલીક વાર એવું અનુભવ્યું છે કે, અધ્યાપક ભાઈ નિરીક્ષણ કરતા હોય શિલ્પ–મૂર્તિવિધાન વગેરે વિષયોનું, જ્યારે કૉલેજમાં શીખવતા હોય યૂરોપ–અમેરિકા–ભારત–એશિયાના ઇતિહાસોને. આવી વ્યવસ્થાથી વિદ્યાર્થી વર્ગને નુકશાન થાય છે, અને પુસ્તકાલયની વ્યવસ્થા ઉપર ધ્યાન આપી શકાતું નથી. મેં એવી કૉલેજો જોઈ છે. જ્યાં પ્રો. જદુનાથ સરકાર વગેરેના ગ્રન્થોમાંથી એક પણ ગ્રન્થ પુસ્તકાલયમાં હોય નહિ, ઇતિહાસ ઉપર કોઈ સામયિક હોય નહિ, છતાં બી. એ. સુધી અભ્યાસક્રમ ચાલતો હોય! વસ્તુતઃ આ બાબતનો બંદોબસ્ત કરવાનું કામ Arts પક્ષના ડીનનું છે.

**ઇતિહાસના ચિન્તન વિષેનો સુખદ અનુભવ**

આ વિષય પર મારો એક સુખદ અનુભવ અહીં જાહેર કરી શકું. હમણાં હમણાં **કૉંગ્રેસ પત્રિકા, ભાવનગર સમાચાર, લોકસત્તા; નવભારત, સ્વતંત્ર સર્જન**, **જન્મભૂમિ**, **સંદેશ, ગુજરાત સમાચાર, પ્રભાત**, વગેરે વૃત્તપત્રો દ્વારા ઇતિહાસ ઉપર સારા લેખો આવે છે, જેમાં ડૉ. રમેશ છ. પરીખ, પ્રવીણ શેઠ, વગેરેનાં નામો રજૂ કરી શકું.

ગુજરાત યુનિવર્સિટીનો પ્રો. **ટૉઇનબીના** Study of History-**ઇતિહાસનો–અભ્યાસ એ ગ્રન્થનાં છ પુસ્તકોનો અનુવાદ કરવાનો અભિનંદનપાત્ર નિર્ણય.**

ગુજરાત યુનિવર્સિટી હાલ ઇતિહાસ ઉપર પાઠ્ય પુસ્તકો તૈયાર કરાવે છે એમાં કેટલાંક પ્રસિદ્ધ થઈ ચૂક્યાં છે. આ તૈયારી કરવમાં ઝડપ થવી

જોઈએ નહિ, તેમ એ પ્રયાસો અનુવાદો કે ભાષાંતરો હોવાં જોઈએ નહિ. આ યુનિવર્સિટીનો પ્રો. ટોઈનબીના Study of History નો અનુવાદ કરવાનો પ્રયાસ ખરેખર સ્તુતિપાત્ર છે. તે પ્રયાસ વિકટ પણ છે. પ્રો. ટોઈનબીના આ સમર્થ પ્રયાસની વિકટતા ઉપર મેં એક વાર સંદેશના અંકમાં વાચકવર્ગનું ખાસ ધ્યાન ખેંચેલું.

સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠને આશ્રયે અને કેન્દ્રસ્થ સરકારની મદદથી શ્રી અમૃત વસંત પંડ્યા, સરસ્વતી–નર્મદા નદીઓ વિષે અને પ્રો. શીરસાગર સરદાર વલ્લભભાઈના બોરસદના સત્યાગ્રહના વૃત્તાંત ઉપર લખાણો કરી રહ્યા છે. અમદાવાદ મ્યુનિસિપાલિટીના સરદારના કાર્યવાહ ઉપર પણ વૃત્તાંત તૈયાર થઈ રહ્યો છે. આશા છે કે આવા બીજા વૃત્તાંતો પણ તૈયાર કરવામાં આવે. એ પ્રયત્નોમાં ઐતિહાસિક તત્ત્વ બરોબર જળવાઈ રહેવું જોઈએ.

## સંશોધનનું એકીકરણ-Co-ordination

સંશોધન પરત્વે મારી એક નમ્ર સૂચના છે. આપણે ત્યાં હાલ ત્રણ યુનિવર્સિટીઓ છે; એકાદ બે વર્ષમાં બે નવી યુનિવર્સિટીઓ કામ કરતી થઈ જવાની; યુનિવર્સિટીઓ ઉપરાંત આપણે ત્યાં ગુજરાત વિદ્યાસભા, ચૂનીલાલ ગાંધી વિદ્યાભવન, ફાર્બસસભા, રેકર્ડ ઓફિસો, હમણાં જ સ્થાપેલું ભારતીય સંસ્કૃતિ વિદ્યાપીઠ (અમદાવાદ), ભારતીય વિદ્યાભવન (મુંબઈ), સૌરાષ્ટ્ર સંશોધન મંડળ વગેરે જૂની નવી સંસ્થાઓ છે. આ સંસ્થાઓ ગુજરાતના ઇતિહાસના જુદા જુદા યુગોને અંદરઅંદર વહેંચી લઈ તે ઉપર ટૂંક સમયમાં સમર્થ સાહિત્ય તૈયાર કરી શકે, અને એમાં વ્યક્તિગત સંશોધનો થતાં હોય એમનો સમાવેશ થઈ શકે.

## ઇતિહાસના અભ્યાસને નડતા અવરોધો

ઇતિહાસના અભ્યાસને અત્યારે એક નવો અવરોધ અનુભવવો પડે છે. હમણાં સુધી ઇતિહાસ સ્વતંત્ર અભ્યાસના ક્ષેત્રમાં આવતો હતો, કિંતુ પણ હવે ઇતિહાસને Social Science–સમાજશાસ્ત્રના વિભાગ તરીકે શીખવવામાં આવે છે. આ વ્યવસ્થા શાળાઓના અભ્યાસક્રમમાં રાખવામાં આવે છે. મેં આ અભ્યાસક્રમની વિગત ધ્યાનપૂર્વક જોઈ લીધી છે. આ અભ્યાસક્રમમાંથી ઇંગ્લેંડનો ક્રમબદ્ધ ઇતિહાસ હવે આવતો નથી, હિંદ બહાર ગ્રીસ–રોમના ઇતિહાસો મૅટ્રિકના અભ્યાસક્રમમાં આવતા હતા, પણ, હવે આ અભ્યાસ બહુધા કૉલેજોમાં પણ થતો નથી. શાળાઓમાં આમ કે ક્યાંયે

ઇતિહાસ શીખવવામાં આવે છે તે માત્ર Topics મુખ્ય વૃત્તાંતો પૂરતો હોય છે, ઇતિહાસની સળંગ સાંકળતા આંકડાઓ તેમાંથી તોડી નાંખવામાં આવ્યા છે; અનેક અગત્યના વિભાગોનો નિર્દેશ પણ કરવામાં આવતો નથી. શાળાઓમાં વંચાતાં કેટલાંક પાઠ્ય પુસ્તકોમાં ચબાવલાપણું, ઔચિત્યભંગ, વગેરે દોષો જોવામાં આવે છે; એમના કોઈ કોઈ લેખકો તો પોતાને મોટા સંશોધકોની હરોળમાં ખપાડે છે; કોઈ લેખકો બ્રિટિશ મુત્સદ્દીગીરીને બદમાસી તરીકે મનાવે છે; એક ઠેકાણે તો અકબરના સન્મિત્ર હીરવિજયસૂરીને મોઢે સ્થાનકવાસી જૈન સાધુની મુહપત્તીને ચોંટાડી દીધેલી! અભ્યાસક્રમમાં Revolution–ક્રાંતિને ખાસ સ્થાન આપવામાં આવ્યું છે એ જોઈ મને ઇતિહાસના શિક્ષકોની બહુ દયા આવે છે.

આ દોષના નિવારણ માટે બોર્ડે ઇતિહાસના સાચા અભ્યાસીઓની મદદ સ્વીકારવી જોઈએ.

આપણે ત્યાં ઇતિહાસના અભ્યાસને નડી રહેલા એક બીજા અવરોધની અહીં ખાસ નોંધ લેવી જોઈએ. ગુજરાત યુનિવર્સિટીની કેટલી કૉલેજોમાં ઈરાદાપૂર્વક ઇતિહાસની અવગણના કરવામાં આવે છે. એ સંસ્થાઓમાં ગણ્યાગાંઠવા વિષયોને જ શીખવાડવામાં આવે છે. આ વ્યવસ્થા ગુજરાતની જનતાને બહુ નુકશાન કરશે–તેની સંસ્કારિતાના ઘડતરમાં એ અતિ હાનિકારક નીવડશે.

આપણા દેશના ઇતિહાસનાં પુસ્તકોની ઘટના સાથે આપણી સંસ્કૃતિના સાહિત્યની ઘટના સારી રીતે સંકળાયેલી છે. આ વિષય ઉપર કેટલુંક સાહિત્ય હમણાં પ્રસિદ્ધ થવા માંડયું છે; પણ તેમાં ઐતિહાસિક ભૂમિકા બરોબર જળવાઈ રહેતી હોય એ વિષે મને ખાસ શંકા રહે છે. આપણી સંસ્કૃતિના અમુક પ્રવાહોનો બચાવ કરતાં લેખકો ઐતિહાસિક ભૂમિકાને બરોબર તપાસી જતા નથી. કોઈ કોઈ સાહિત્યકારો તો જાણે કે પોતાના પ્રયત્નોને વાર્તાના પ્રવાહમાં તાણી જતા હોય એમ સંસ્કૃતિના પ્રવાહોનું વર્ણન કરતા માલમ પડયા છે. આવાં પ્રકાશનો યુવક–યુવતીઓના હાથમાં મૂકવામાં આવે છે તેથી આપણી સંસ્કૃતિનો એમને જુદો ખ્યાલ આવે છે, એ મોટું ભયસ્થાન છે. આ પ્રકાશનો સ–ચિત્ર હોવાં જોઈએ.

**પાઠ્ય પુસ્તકો–રાષ્ટ્રીય દૃષ્ટિએ : શ્રી ચાગલાનું મંતવ્ય**

અભ્યાસક્રમ અને પાઠ્ય પુસ્તકો વિષે ઉપરનું લખાણ થાય છે ત્યારે આપણા શિક્ષણ પ્રધાન શ્રી ચાગલાની રાષ્ટ્રીય દૃષ્ટિથી ઇતિહાસમાં પાઠ્ય

પુસ્તકો લખવા માટેની હમણાં થતી હિમાયત યાદ આવે છે. આ વિષય ઉપર **ટાઇમ્સ ઑફ ઇન્ડિયાનો** તા. ૨૦ ફેબ્રુઆરી રવિવારના અંકનો અગ્ર લેખ યાદ આવ્યો. મને મારા મિત્ર સદ્‌ગત શ્રી વ્યોમેશચંદ્ર પાઠકજી કહેતા કે, એક સારું ઇતિહાસ ઉપરનું પાઠ્ય પુસ્તક લખવું તે સંશોધનના કોઈપણ વિષય કરતાં વધારે ઉચ્ચ કોટિનો પ્રયાસ માંગે છે. મારો ઇતિહાસના લેખક તરીકેનો આવો જ અનુભવ છે. સામગ્રી જોવી, એ સામગ્રીને ભાષારૂઢ કરવી, દૃષ્ટિ રાષ્ટ્રીય રાખવી એટલે કે રાજાઓ, પ્રદેશો, નાતજાત, સ્થળ–પ્રદેશ ઉપરવટ થઇને લખાણ કરવું, તે વિકટ કામ છે. પ્રથમ તો હું આવો પ્રયાસ કરવા ઇચ્છતો નહોતો, પણ સયાજી હાઇસ્કૂલના પ્રિન્સિપલ શ્રી હીરાલાલ શ્રોફે મને એ પ્રયાસમાં પ્રેર્યો; મેં એ સમયે હિન્દના ઇતિહાસ ઉપર બે ગ્રન્થો ઇંગ્રેજીમાં લખ્યા હતા. એનો આરંભ મેં ઈ. સ. ૧૯૨૬ માં કરેલો; મારો પ્રયાસ દર વર્ષે, દર આવૃત્તિએ, પુનરાવર્તન પામતો. તે ઈ. સ. ૧૯૫૬ સુધી ટક્યો; પછી બીજા પ્રયાસો ક્ષેત્રમાં દાખલ થયા. મેં જ્યારે પ્રયાસ આદર્યો ત્યારે બ્રિટિશ રાજ્ય હતું. સુભાગ્યે વડોદરા સરકારનું, એ દિશાએ, વલણ અતિ ઉદાર હતું. એક ઇંગ્રેજ અધિકારીએ તો મારા પ્રયાસને Rabid –બ્રિટિશ–વિરોધી કહેલો; પણ હું તેવા પ્રહારથી નાસીપાસ થયો નહોતો. આવો પ્રયાસ મેં ગુજરાતી ભાષામાં, ઇંગ્લંડના ઇતિહાસ પરત્વે, પણ કરેલો હતો. આટલી લાંબી મુદત માટે ભારતના ઇતિહાસની આવૃત્તિઓને ગુજરાતી જનતાએ જેટલો આવકાર આપેલો તેટલો આવકાર બીજા કોઇ પ્રયાસને એ સમયે આપવામાં આવ્યો નહિ હોય! National રાષ્ટ્રીય દૃષ્ટિથી આપણે ઇતિહાસ લખતી વેળા ઈ. સ. ૧૮૫૭ના વૃત્તાંતોનું સમીકરણ કરતાં. જે છબરડાઓ વાળવામાં આવેલા, તેવા છબરડાઓ વળે નહિ એટલું આપણે ઇચ્છીએ, ઇતિહાસ લખવાના વિધિમાં કેટલું કામ કરવું પડે છે તે વિષે અહીં કોઈ ઊહાપોહ થઈ શકે નહિ, એ સ્પષ્ટ છે. ગુજરાત ઇતિહાસ પરિષદે પાઠ્ય પુસ્તકોની બાબતમાં અગ્ર ભાગ ભજવવો જોઈએ. અત્યારે તો આ વિષયમાં કાંઈક જુદી પરિસ્થિતિ પ્રવર્તે છે. એવા ઇતિહાસ લેખનના પ્રયાસમાં લેખકની ગુણવત્તા જોવી જોઈએ અને તેમાં આપણા રાષ્ટ્રની સંસ્કૃતિના તમામ પ્રવાહોને સ્થાન મળવું જોઈએ.

જે કોલેજોમાં અર્ધદગ્ધ અભ્યાસક્રમો રાખવામાં આવેલા હોય અને જ્યાં ઇતિહાસ જેવા રાષ્ટ્ર–ઉપયોગી વિષયને શિક્ષણમાંથી બાતલ રાખવામાં આવતો હોય તે કોલેજોને ગુજરાત સરકારે ગ્રાન્ટરૂપી મદદ આપતાં વિચાર

કરવો જોઈએ, અને યુનિવર્સિટી ગ્રાન્ટ કમિશને તે સંબંધી તકેદારી રાખવી જોઈએ; ગુજરાત યુનિવર્સિટી તરફથી ઈન્સપેક્શનો યોજવામાં આવે છે તે કમિશનોએ પણ આ બાબતની યોગ્ય તપાસ રાખવી જોઈએ.

**Modern Indian History : ગુજરાત યુનિવર્સિટીનું ઇતિહાસ-બોર્ડ અને સાંપ્રત ઇતિહાસ**

ગુજરાત યુનિવર્સિટીના History Board ની હમણાં સુધીની રચનામાં મને એક મોટી ખામી જણાયા કરતી હતી. તેના સભાસદો પૈકી કોઈક જ Modern Historyથી જાણીતા હતા. આ ખામી માટે યુનિવર્સિટીનું બંધારણ તો જવાબદાર હતું; પણ મુખ્યત્વે તો યુનિવર્સિટીના Senate સેનેટના સભાસદોની, યોગ્યતા વગર પણ સભ્યત્વ ધારવાની લોભવૃત્તિ જવાબદાર હતી. આ ખામીને વાઇસચેન્સેલર અને શિક્ષણ-પ્રધાન સુધારી શકે છે. હમણાં બોર્ડના સભ્યત્વમાં થોડોક સુધારો થયો છે એ જાણતાં આનંદ થયો. આ બોર્ડમાં Modern Indian History ના અભ્યાસીઓનું પ્રતિનિધિત્વ વધુ હોવું જોઈએ.

**સાંપ્રત સમયના યૂરોપના ઇતિહાસના અજ્ઞાનથી** આપણે આપણા વિચક્ષણ-મુસદ્દી **સરદાર પટેલને** અન્યાય કરી રહ્યા છીએ.

Modern History-ઇતિહાસના ખરા જ્ઞાનના અભાવને પરિણામે આપણા ધુરંધર વિદ્વાનો અને રાજકરણી ભાઈ-બ્હેનો સરદાર વલ્લભભાઈ પટેલની મુત્સદ્દીગીરીને જર્મનીના પ્રિન્સ બિઝ્માર્કની મુત્સદ્દીગીરી સાથે, ખોટી રીતે, સરખાવે છે, અને એ સરખામણીના પોલાપણાને આપણે યથાર્થ પીછાણી શકતા નથી. એ વિચક્ષણ આગેવાનને આપણે ક્યાંસુધી અન્યાય કરતા રહીશું ? આ ગેરવ્યાજબી તુલના સામે મારે સરદારના અવસાન સમયે **પ્રસ્થાન** માસિકમાં એક વાર કલમ ઉપાડવી પડી હતી.

**આપણા સાંધિવિગ્રહ External Affairs Departmentની વ્યવસ્થા અને સાંપ્રત ઇતિહાસનો અભ્યાસ**

આપણા સાંધિવિગ્રહિક External Affairs Department-ખાતાની વ્યવસ્થા યૂરોપ-એશિઆના સાંપ્રત સમયના ઇતિહાસના સંગીન અભ્યાસ ઉપર અવલંબે છે. આ સંગીન અભ્યાસ કરાવવાનું કર્તવ્ય આપણી યુનિવર્સિટીઓનું છે. ગુજરાત માટે તો આ વ્યવસ્થા ખાસ અગત્ય ધરાવે છે એ આપણે સમજી લેવું જોઈએ. ગુજરાત વેપારીઓનો પ્રદેશ છે, અને આપણા

વ્યાપારી સંબંધો સમગ્ર દુનિયા સાથે રહેલા છે. એ તો આપણો જૂનો વારસો છે, જે વારસાની કાર્યક્ષમતાનો આધાર ભારતના સાંધિવિગ્રહિક ખાતામાં ગુજરાતના પ્રતિનિધિત્વ ઉપર, ગુજરાતનું હિત સચવાય તે માટે, ખાસ જરૂરનું છે. સેતલવાડ, દફતરી, પાલખીવાળા, આ બધા હવે જૂના જોગીઓ થતા જાય છે. ભૂલાભાઈ દેસાઈએ ગઢવાડના સૈનિકોનો અણમોલ બચાવ કર્યો હતો. આવી સેવા માટે અંતરરાષ્ટ્રીય કાયદાશાસ્ત્ર અને સાંપ્રત ઇતિહાસ, એમના ઊંડા અભ્યાસની જરૂર છે. અત્યારે આપણા પ્રદેશના કોઈ કોઈ ભાઈઓ સાંધિવિગ્રહિક ખાતામાં સેવા બજાવી રહ્યા છે, એ અહીં નોંધવું જોઈએ. લગભગ અગ્યારસો વર્ષો અગાઉ થઈ ગએલા ઉદ્યોતનસૂરીએ ભારતના અઢાર દેશોનું વર્ણન "કુવલયમાલા"માં કરેલું તેમાં ગુર્જરોને એમણે સાંધિવિગ્રહ–વિષયમાં નિપુણ લોકો તરીકે વર્ણવ્યા છે.

## ગુજરાતનાં જૂનાં ગેઝેટિઅરો (સર્વસંગ્રહો)નું પુનરાવર્તન

ભારત તથા રાજ્ય સરકારો અત્યારે ભારતીય તથા રાજ્યગત સર્વ-સંગ્રહો (ગેઝેટિઅરો)નાં અદ્યતન સંસ્કરણો કરાવે છે; ગુજરાત સરકાર પણ તેવું સંસ્કરણ કરવામાં પડી છે. ગુજરાત જ્યારે મુંબઈ રાજ્યનો વિભાગ હતું ત્યારે મુંબઈ સરકારે આ કામ માટે જે યોજના કરેલી તેને આપણે વશ રહેવું પડયું હતું. મુંબઈ સરકારે એ કામ એક ભાઈને આપેલું, જેમને માત્ર મહારાષ્ટ્રનો જ પરિચય હતો. અને જેઓ ગુજરાતથી તદ્દન અનભિજ્ઞ હતા. ગુજરાત જ્યારે વિખુટું પડયું ત્યારે આપણે મુંબઈ રાજ્યની જૂની યોજના ચાલુ રાખી, પરિણામે આપણા ઇતિહાસ–સંસ્કૃતિથી તદ્દન અજાણ એવા એ ભાઈ ઉપર આ જવાબદારી આવી પડી.

વડોદરા રાજ્ય તરફથી વડોદરા રાજ્યનો સર્વસંગ્રહ ૧૯૨૦ લગભગ પ્રસિદ્ધ થયેલો હતો. તેના વહિવટી અને આર્થિક વિભાગો સારા હતા, પણ સામાજિક અને ઐતિહાસિક વિભાગો બરાબર નહોતા; ઐતિહાસિક વિભાગ તો બ્રિટિશ પ્રયત્નનો **કોપિ ટુ કોપિ** અને **મખ્ખી ટુ મખ્ખી** હતો. આ દોષો ઉપર મહારાજા સયાજીરાવ ગાયકવાડ, ખુદનું ધ્યાન ખેંચવામાં આવેલું; પરિણામે તેમની આજ્ઞા–અનુસાર સમગ્ર ગેઝેટિઅરનું પુનરાવર્તન અમે વડોદરામાં કરેલું, જે પ્રયાસમાં મારો અગ્ર ભાગ હતો. વડોદરા રાજ્યનું વિલિનીકરણ થયું એટલે અમારા આ કાગળો મુંબઈ સરકારને દફતરે ગયા; અત્યારે તે ગુજરાત સરકાર પાસે હોવા જોઈએ. અમારા આ પ્રયત્નનો લાભ ઊઠાવવા, મૌખિક અને લિખિત વિનતી પ્રસ્તુત વિષયના દફતર ધરાવતા

ગુજરાતના મંત્રી–મહાશયને થયેલી, પણ એ ઉપર કશું લક્ષ આપવામાં આવેલું નહિ. દરમ્યાન મુંબઈ રાજ્યના જે ભાઈને ગુજરાતનું કામ સોંપવામાં આવેલું, તેમનું દુઃખદ અવસાન થયું, એટલે ગુજરાત સરકારે કરેલી વ્યવસ્થામાં ફેરફાર થયો. મારા નમ્ર મત પ્રમાણે આ ફેરફાર અધૂરો છે, અને વ્યવસ્થામાં સુધારો કરવાની ખાસ જરૂર છે.

## કાઠિયાવાડ સર્વસંગ્રહ-ગેઝેટીઅર

સૌરાષ્ટ્ર સરકારના અસ્તિત્વ વખતે મર્હૂમ શ્રી બળવંતરાય મહેતાએ કાઠિયાવાડ ગેઝેટિઅરનું પુનરાવર્તન કરાવવાનો સવાલ હાથ પર લીધેલો, અને તે માટે અર્ધસત્તાવાર demi–official હુકમો પણ છોડવામાં આવેલા; આ પ્રયાસમાં અમે સ્થાપેલા સૌરાષ્ટ્ર સંશોધન મંડળે સારો ભાગ ભજવેલો; દરમિઆન સૌરાષ્ટ્ર મંત્રીમંડળમાં ફેરફારો થયા, જેથી તે કાર્ય ખોરંભે પડી ગયું. જો એ કામ હાથ ઉપર લેવામાં આવ્યું હોત તો કાઠિયાવાડ–સૌરાષ્ટ્ર સર્વસંગ્રહ ક્યારનોયે તૈયાર થઈ ગયો હોત. આ શુભ કાર્યમાં સૌરાષ્ટ્રના કેટલાક અધિકારીઓનો અવરોધ નડયો હતો તે મારે અહીં કહેવું જોઈએ. સર હરિસિદ્ધભાઈ દિવેટિઆએ આ પ્રયત્નમાં સારો ભાગ ભજવેલો, તેઓ એ વખતે સૌરાષ્ટ્ર સંશોધનમંડળના પ્રમુખ હતા. મર્હૂમ મહારાજા જામસાહેબનો આ મંડળને સારો સાથ મળેલો.

## સર્વસંગ્રહોના પુનરાવર્તનો સંબંધી અતિ ઉત્સાહથી કેટલીક ઉપયોગી સામગ્રીઓ પડતી મૂકાવાની સંભાવના

આપણાં ગેઝેટિઅરો વિષે એક બાબત હું અહીં રજૂ કરી શકું; આ ગેઝેટિઅરો બ્રિટિશ અધિકારીઓએ બહુ ખંતથી તૈયાર કરેલાં; તેમાં આપણી પ્રજાઓના જુદા જુદા સમૂહોનાં વર્ણનો આપવામાં આવેલાં; ભાષાઓ, ઇતિહાસ, લક્ષણો, જીવનક્રમ, વગેરેનાં વિસ્તૃત વર્ણનો તેમાં આપવામાં આવેલાં. આ પ્રયાસો જૂના થઈ ગયા છે, અને તે વિષયો સંબંધી માન્યતાઓમાં મોટાં પરિવર્તનો થઈ ગયાં છે. એ પરિવર્તનો ગેઝેટિઅરોની નવી આવૃત્તિઓમાં સમાવી દેવામાં આવે એવું અભ્યાસીઓ ઇચ્છે તો તેમાં કોઈ ઔચિત્યભંગ થતો નથી; પણ અત્યારે વસ્તુસ્થિતિ જુદી છે. આપણા કેટલાક ઉત્સાહી રાજકરણી ભાઈઓ આવાં વર્ણનોમાં ભારતની એકતાને અવરોધ આવતો હોય એવો વિચાર કરી રહ્યા છે, અને તેમણે અતિ ઉમંગ–ઉત્સાહમાં આપણા જુદા જુદા પ્રજાસમૂહોનાં વર્ણનોને ગેઝેટિઅરોની નવી આવૃત્તિઓથી દેશવટો આપવાનો નિર્ધાર કર્યો છે. મને ભય રહે છે કે આ નિર્ધારનો અમલ પણ થઈ ચૂક્યો

હશે. જો આ અમલ દેશવ્યાપી થશે તો ગ્રિઅર્સન, મજુમદાર, વગેરેના પ્રયાસોને સ્થાન નહિ રહે એટલું જ નહિ, આપણા સંશોધકોના પ્રયાસોને પણ તેમાં સ્થાન નહિ રહે.

ગુજરાત સિવાયનાં રાજ્યોનાં ગેઝેટિઅરોના કેટલાક વિભાગો પ્રસિદ્ધ થએલા છે; તેમાંના કેટલાએકોને મેં જોયા છે. તે પુનરાવર્તનો મને ગમ્યાં છે. હમણાં ભારત-મધ્યવર્તી સરકારે મધ્યવર્તી ગેઝેટિઅરોના કેટલાક વિભાગો પ્રસિદ્ધ કર્યા છે, અને ગુજરાત સરકારે રાજકોટ પ્રદેશના સર્વસંગ્રહનો કેટલોક વિભાગ પ્રસિદ્ધ કર્યો છે.

## ગુજરાતનાં દફતરોની વ્યવસ્થા : વડોદરા રેકર્ડ ઑફિસ

ગુજરાત રાજ્યની દફતરી વ્યવસ્થા સંબંધી મારે નમ્ર સૂચનાઓ કરવી છે. હું વડોદરા રેકર્ડ ઑફિસના કાર્યવાહથી માહીતગાર હોવાથી તે વિષે સૂચનાઓ કરવાનો મારો અધિકાર છે. મુંબઈ રાજ્યના દફતરી કમિશનનો હું એક વાર સભ્ય હતો. શામળાજીની ભૂમિનું નિરીક્ષણ કરી તે માટે પુરાતત્ત્વની દૃષ્ટિએ સંશોધન કરવું જોઈએ એ મારી પહેલી વારની સૂચના હતી. મર્હૂમ શ્રી બળવંતરાય મહેતાએ સૌરાષ્ટ્રનાં ભૂતપૂર્વ રાજ્યોનાં દફતરોની અદ્યતન વ્યવસ્થા કરાવવાનો વિચાર કર્યો હતો. અત્યારે સમગ્ર ગુજરાત રાજ્ય માટે દફતરી વ્યવસ્થાનું કેન્દ્રસ્થાન વડોદરા રેકર્ડ કચેરી છે. બીજે એવી વ્યવસ્થા નથી. આ કચેરીનું, સંશોધન કેન્દ્ર તરીકે પરિવર્તન થવું જોઈએ; ત્યાંથી દફતરોના ઉપયોગી સાહિત્યનાં પ્રકાશનો નીકળવાં જોઈએ. અહીં ફારસી, મરાઠી, મોડી, ગુજરાતી, ઈંગ્રેજી દફતરો છે. ત્યારે આ કેન્દ્રની રૂપિઆ બસોની નમાલી ગ્રાન્ટમાં સુધારો થવો જોઈએ; એના કાર્યકરોની સંખ્યા વધવી જોઈએ. અહીં ભૂતપૂર્વ વડોદરા રાજ્ય, વડોદરાની રેસિડેન્સી, બનાસકાંઠા રેસિડેન્સી, મહીકાંઠા એજન્સી, એમનાં દફતરો છે. Indian Records Conferenceમાં એનું યોગ્ય પ્રતિનિધિત્વ હોવું જોઈએ. આ Indian Records Conferenceની વ્યવસ્થા કરનારા પ્રો સુરેન્દ્રનાથ સેન, ગોવિન્દ સખારામ સરદેસાઈ, પ્રો. જદુનાથ સરકાર, એ Modern Indian Historyના અભ્યાસી હતા જ્યારે દમણના પ્રદેશની ચર્ચા ચાલતી હતી ત્યારે તે માટે અહીંથી એટલે વડોદરા રેકર્ડ ઑફિસથી વિદ્વાન કાર્યકરને દિલ્હી ખેંચી લેવામાં આવેલા. દફતરોનું સંરક્ષણ કરવું એ એક Technical-કારીગીરીનો વિષય છે. દિલ્હી મુકામે આવેલા Archives કાર્યાલયનો પરિચય સાધવામાં આવે તો આ બાબત તુરત સ્પષ્ટ થઈ શકે. ગુજરાતમાં તેનો કોઈ અંશ નથી. આ

ઑફિસને આપણે અમદાવાદમાં કદી બેસાડવી નહિ. આપણા મંત્રીમંડળના ધ્યાન ઉપર આ બાબતો આવે તેવી મારી અભ્યર્થના છે.

ભૂતપૂર્વ વડોદરા રાજ્યનું દફતર સુવ્યવસ્થિત હતું; તેનો વિકાસ વધારે થાય તે માટે અમે આખા રાજ્યમાં ફરતાં, અને કાગળો, દસ્તાવેજો વગેરે જોતા તથા ભેગા કરતા. એ રાજ્યનું દફતર, ઘણુંખરું અઢારમી સદીથી છે, તે પહેલાંનું ખાસ નથી; સૌરાષ્ટ્રનાં જામનગર, ભાવનગર, જૂનાગઢ, ગોંડલ, ધ્રાંગધ્રા, વગેરે રાજ્યોનાં દફતરો તેથી જૂનાં છે. તે દફતરો વ્યવસ્થિત હતાં; વીસ વર્ષો થયાં, પણ તેમનું સંકલન, નિરીક્ષણ, કશું થયું નથી. મુંબઈ મુકામે આપણા દફતરી કાગળો છે. આપણે છૂટા થયા છીએ તો પછી આપણાં દફતરો મુંબઈથી ગુજરાત ભેગાં કેમ ન થઈ શકે? વડોદરા રાજ્યે સારાં પ્રકાશનો કરેલાં; તેમાં મારો અલ્પ હિસ્સો હતો. વડોદરા અંતર્ગત-વિલીન થયા પછી કોઈ વિશિષ્ટ પ્રકાશન થયું નથી તે દિલગીરીની બાબત છે.

### ગુજરાત સરકારની પુરાતત્ત્વ-ઇતિહાસ-Archaeology-History Boardની ખામી ભરેલી વ્યવસ્થા

ગુજરાત સરકારે, મુંબઈ રાજ્યના જેવા, પુરાતત્ત્વ અને ઇતિહાસ માટે એક બોર્ડની રચના કરી છે. મુંબઈ રાજ્યના બોર્ડમાં ઇતિહાસવિદો હતા; પુરાતત્ત્વવિદો પણ હતા; આપણાં દફતરો મુખ્યત્વે Modern Indian History સંબંધી છે. તેના સંશોધન માટે Modern Indian Histoxy ના જાણકારોની જરૂર છે. દિલગીરીની બાબત છે કે ગૂજરાત સરકારે નીમેલા બોર્ડમાં Modern Indian History ને જાણનારા સભ્યો નથી. આવા બોર્ડમાં ફારસી-અરબી ભાષાવિદ્ સભ્યોની પણ જરૂર છે. આશા છે કે ગુજરાત સરકાર આ ભૂલ સુધારશે અને Archaeology-History બોર્ડને રચતાં વિષયને ઉપયોગી થઇ શકે તેવા સભાસદોને તેમાં ઉમેરશે.

### રેકર્ડ-દફતરોની વ્યવસ્થા સાથે પુરાતત્ત્વને કે ભાષાશાસ્ત્રને કશો સંબંધ નથી

### દફતરોની વ્યવસ્થા અને ભારત સરકારનું સાંધિવિગ્રહ ખાતું-External Affairs Department

દફતરખાતાની વ્યવસ્થા ઉપર આપણા સાંધિવિગ્રહિક-External Affairsના ખાતાની કાર્યક્ષમતા આધાર રાખે છે; હમણાં જ હું કહી ગયો કે દમણ પ્રદેશ વિષેના પોર્ચુગલ રાજ્ય સાથેના ઝઘડા વખતે યૂનો-Uno-માં

વકીલાત કરવા ગએલા આપણા પ્રતિનિધિત્વને મદદ મળી શકે તે અર્થે વડોદરાના દફતરખાતામાંથી એક અધિકારીની નીમણૂંક ભારત સરકારે દિલ્હી મુકામે કરી હતી. અહીં મને આપણા એક વયોવૃદ્ધ અનુભવી કાર્યક્ષમ વિદેશોમાં ભારતના પ્રતિનિધિ તરીકે રહી આવેલા ઈસમનું લખાણ યાદ આવે છે; એમણે એક પ્રતિષ્ઠિત ભારતી ઇંગ્રેજી દૈનિકમાં લખેલું કે-વિદેશમાં રહેતા આપણા કોઈ પ્રતિનિધિને એક વિખ્યાત પરદેશી ભાઇએ સવાલ પૂછેલો કે ઔપનિષદિક ફિલસૂફી અને બૌદ્ધ ફિલસૂફી એ બે વચ્ચેનો મૂળ ફરક શું હશે, ત્યારે આપણા ભાઈએ જવાબ આપેલો કે "બે દર્શનો વચ્ચે કોઈ ફરક નથી!"

આપણા સાંધિવિગ્રહિક સંબંધનો એક છબરડો તો સારી રીતે વળી ગયો છે. આખા વિશ્વના ઇતિહાસનું દિગ્દર્શન આપણી આગેવાનીએ જગતને કરાવ્યું પણ એમણે આપણી ઉત્તર દિશાના તિબેટ પ્રદેશનો, ઇસ્ટ ઇન્ડિઆ કંપનિએ ઇ. સ. ૧૭૭૨ માં બંગાળ બિહારનો વહિવટી કબજો હસ્તગત કર્યો ત્યારથી ઇ. સ. ૧૯૦૪-૧૯૦૫ માં ગવર્નર-ઝનરલ અને વાઇસ્રૉય લૉર્ડ કર્ઝને ચુંબી ખીણ વાટે મોકલેલા જનરલ યંગહસૂબંડના લશ્કરની કામગીરી સુધીનો સંબંધ ધ્યાન ઉપર લીધો નહિ લૉર્ડ કર્ઝનની નેમ તો એ હતી કે તે સમયના એ દિશાના બળવાન્ ઝારશાહી રશિઆનું રાષ્ટ્ર તિબેટ બાજુ પ્રવેશ કરી શકે નહિ. એક આવેશને ક્ષણે, આપણી આગેવાનીએ એ ઉત્તરના પ્રદેશને સામ્યવાદી, સામ્રાજ્યવાદી, અંતરરાષ્ટ્રીય કાનૂનોનું પાન કરી જતા રાજ્યને ખોળે ધરી દીધો, જે ભોળપણનાં, વિશ્વાસના અતિરેકનાં કડવાં ફળ આપણે વર્ષો સુધી ચાખવાં પડશે.

## વડોદરા મ્યુનિસિપાલિટીને વિજ્ઞપ્તિ

વડોદરા મ્યુનિસિપાલિટીને મારી એક નમ્ર આગ્રહભરી વિજ્ઞપ્તિ છે. એમણે વડોદરા શહેર ઉપર એક સારી પુસ્તિકા-Brochure-પ્રસિદ્ધ કરવી જોઈએ, જેમાં શહેરની તમામ પ્રાચીન-અર્વાચીન-સમકાલીન હકીકતો આવરી લેવામાં આવે. વડોદરાનાં જૂનાં સ્મરણો હવે અતિ જૂનાં થઈ ગયાં છે- કેટલાંક સ્મરણો તો અજાણ્યાં રહી ગયાં છે. આ પ્રયાસ માટે અમે પરિષદ્ તેમને ખરી મદદ આપશું; અમે જાણકાર માણસોનો સહકાર મેળવી આપશું; એવા જાણકાર માણસો અહીં વડોદરા-શહેરમાં જ મળી શકે એમ છે.

બીજી વિનંતી એ છે કે-મ્યુનિસિપાલિટીએ જૂનાં નામોમાં ફેરફારો કરવા નહિ. પરિષદ્‌ને આનંદ અને સંતોષ થશે કે મ્યુનિસિપૅલિટી શહેરના ખલી-

બીજાં રાજ્યોના પ્રયાસોની અપેક્ષાએ આપણો પ્રયાસ નબળો થયો, ઉપરાંત, આ કાર્યમાં પ્રાદેશિક–સ્થાનિકવાદ પેસી ગયો હતો; ખુદ કેન્દ્રીય સમિતિના સભાસદો, પ્રો. રમેશચંદ્ર મઝમુદાર, પ્રો. સુરેન્દ્રનાથ સેન, મહામહોપાધ્યાય દત્તો વામન પોતદાર વગેરેની કલમો પણ આ પ્રદેશવાદને શમાવી શકી નહોતી; આ વિવાદમાં મારી કલમે એમને સહકાર આપેલો. જેમણે પેશ્વાનાં દફતરોને કદિ પણ નહિ જોએલાં એવા સ્વદેશના કરતાં " સ્વસ્થળના અભિમાની " ભાઈઓ તે સાહિત્યને વિવાદમાં ટાંકતા હતા, અને એમના અનુમોદકો એક કોન્ટ્રેકટરના ચિત્રને નાના સાહેબ પેશવાના ચિત્રમાં ખપાડતા હતા ! ખૂબીની વાત તો એ હતી કે અમૃપાવાદના મહાવ્રતની પ્રતિજ્ઞા લેનાર એક જૈન મુનિ આ વિવાદમાં મુખીપણાનું દર્શન કરાવતા હતા. ! આ મિથ્યા વિવાદમાં મને આણંદ બાજુના કોઈ મુખી ગરબડદાસની વાત યાદ આવે છે. દફતરોમાં, વડોદરા રાજ્યનાં દફતરોમાં પણ આ મુખી ક્રાંતિકારી ભાઈનું નામનિશાન નથી.

## ગુજરાતના ઇતિહાસનું લેખન કાર્ય-વ્યાખ્યાતાની પચીસ વર્ષોની જૂની યોજના

પચીસેક વર્ષ અગાઉ ગુજરાતી સાહિત્ય પરિષદનું અધિવેશન અંધેરી મુકામે થએલું હતું ત્યારે મેં ગુજરાતનો ઇતિહાસ તૈયાર કરવાની વિસ્તૃત રૂપરેખા આપી હતી, જે યોજના ગુજરાત સંશોધન મંડળના ત્રૈમાસિકમાં તથા સાહિત્ય પરિષદના રિપોર્ટ–નિવેદનમાં પ્રસિદ્ધ થઈ હતી; ગૂજરાત સંશોધન મંડળના તે સમયના પ્રમુખ સર હરિસિદ્ધભાઈ દીવેટિયાએ મારી આ યોજનાનો વિચાર કરવા માટે મુંબઈના પ્રિન્સ ઑફ વેઈલ્સ મ્યુઝિઅમમાં એક સભા પણ બોલાવી હતી. અનેક વાર આ યોજનાના નિર્દેશો કરવામાં આવ્યા છે. હમણાં શ્રી. કેશવરામભાઈ શાસ્ત્રીએ આ યોજનાનો ઉલ્લેખ **ગુજરાત સમાચાર** આદિ વૃત્તપત્રોમાં કર્યો હતો; સાથે એમણે પોતાની યોજના જનતા સમક્ષ રજુ કરી હતી. પચીસ વર્ષો દરમિયાન ગુજરાતના ઇતિહાસ સંબંધી અનેક પરિવર્તનો થઈ ગયાં છે, પરિણામે મારી યોજના out of date સમય–બહાર થઈ ગઈ છે. ગુજરાત હવે અદ્યતન યોજના ઇચ્છે છે; આપણે એ ઇચ્છાને સંતોષવી જોઈએ. આ કામ આપણી પરિષદનું છે, અને તે માટે ગુજરાતના સમગ્ર ઇતિહાસના અભ્યાસીઓનો આપણે સહકાર સાધવો જોઈએ.

## ઇતિહાસના વિમર્શની દૃષ્ટિઓ

ઇતિહાસના વિમર્શની દૃષ્ટિ સર્જનશીલ હોવી જોઇએ. આ અભિપ્રાય જર્મન ઇતિહાસકાર Ranke રંકે અને બીજા યૂરોપીય ઇતિહાસકારો એટલે કે Historical Schoolની દૃષ્ટિથી જુદો પડે છે. આ લેખકો અને વિચારકો ઇતિહાસનાં સાધનોના જડ કલેવરમાં ગુંચવાઇ જતા તેના સર્જનશીલ સ્વભાવને નિહાળી શકતા નહોતા. ઓગણીસમી સદીમાં જર્મનીમાં અને યૂરોપમાં એક બીજી દૃષ્ટિનો પ્રાદુર્ભાવ થયો. તે દૃષ્ટિ Treitschke-ટાઇટ્રશકેની હતી જે દૃષ્ટિ vulgar તુચ્છ, હીણા, અતિ મિથ્યા–અભિમાની રાષ્ટ્રવાદી–nationalistic હતી. આ જ સમયે, મુખ્યતત્વે જર્મનીમાં અને ફ્રાંસમાં એક ત્રીજી દૃષ્ટિનો વિકાસ થતો જતો હતો. એ દૃષ્ટિ Humanistic–માનવતાની દૃષ્ટિ હતી, અને તેના વક્તાઓ વિક્ટર હ્યૂગો, ઇમેન્યુએલ કેન્ટ, વગેરે હતા; પણ તેનો બહુ સ્વીકાર થયો નહિ; પછી તો ઇતિહાસનાં અધ્યયન–અવળે માર્ગે ચડી ગયાં. પ્રો. ટોઇન્બીએ તેમાં મોટું પરિવર્તન આણ્યું છે; એણે ઇતિહાસની રાજરમતોને વ્યક્તિગત અને સમૂહગત પરિબળો દ્વારા જોઇ, અને ઐતિહાસિક પ્રસંગોને સર્જનશીલ. સુખદ અને દુ:ખદ, બંને, સમર્થગદ્યબદ્ધ, બનાવી દીધા. એમના ગ્રન્થોમાં અને સાતમા નકશાઓના ગ્રન્થમાં પણ આ વ્યાપક દૃષ્ટિ જોવામાં આવે છે. આ જીવન–પ્રયાસમાં લેખકને પોતાનાં પત્નીનો સુભગ સહકાર મળેલો છે.

આ દૃષ્ટિઓમાં મેં ગ્રીક રોમન અરબ દૃષ્ટિઓ લીધી નથી.

## ઇતિહાસનાં ખરાં મૂલ્યાંકનોની ભૂમિકા

ઇતિહાસનાં ખરાં મૂલ્યાંકનો જગતના ઇતિહાસના ખ્યાલ વગર આવી શકે નહિ. હમણાં સુધી આ ખ્યાલથી ભારત ચીન વગેરે એશિયાના પ્રદેશોને બાકાત રાખવામાં આવતા હતા; હવે એ સમજ દૂર થઇ ગઇ ગઇ છે. તે સાથે એક બીજી દલીલ કરવી જોઇએ. ઇતિહાસના સમગ્ર ખ્યાલ માટે રાજ્યશાસ્ત્ર, અર્થકરણ, સમાશાસ્ત્ર, વગેરેના અભ્યાસની જરુર રહે છે. ઇતિહાસનું ખરું મૂલ્યાંકન માત્ર પુરાતત્ત્વના અનુશીલન ઉપર થઇ શકે નહિ. ગુજરાતનાં ઇતિહાસ તથા સંસ્કારિત્વ, એમના મૂલ્યાંકનને આ દલીલ લાગુ પડે છે.

## વિચારબળોનું સામર્થ્ય

વિચારબળોથી ઇતિહાસની ઘટનાઓમાં કેવું સમર્થ પરિવર્તન થઇ જાય છે! રૂસોનો Social Contractનો વિચાર, થૉમસ પેઇનનો માનવ અધિકારોનો

વિચાર; એમના વિરોધમાં એડમન્ડ બર્કના French Revolutonનાં વાકચબાણો; એમનાથી પરિણમેલો ૧૯૭૩ થી ૧૮૧૫ નો યૂરોપનો મહાવિગ્રહ; બર્કના ભવિષ્યકથનનું પૂરવાર થવું; ફ્રાંસમાં નેપોલિઅનશાહીનું પ્રવર્તવું; વ્યક્તિગત સંવેદનો; તેમનાથી પરિણમતાં પ્રજાસમૂહોનાં સંવેદનો; એમના ઉપરના વિચારકોનાં સંવેદનો; એસનાં પરસ્પર સંઘર્ષણો; તેથી નીપજતી ઇતિહાસની ઘટનાઓ; તે ઘટનાઓને આલેખતું ઇતિહાસનું સાહિત્ય; આ વિવિધ સંવેદનો કોને ન ગમે?

## ઇતિહાસ રાજરમત છે

ઇતિહાસવિદ્યાના અનેક વિમર્શો થયા છે, ગ્રીસકોથી માંડીને પ્રો. આર્નોલ્ડ ટોઇન્બી સુધી; આ વિમર્શ pragmatic, prosaic, વ્યાવહારિક, તુલનાત્મક comparative, કાર્યકારણભાવદર્શક, વર્ણનાત્મક હોઇ શકે; એમાં Methodology–રીતિશાસ્ત્ર આવી જાય છે. બીજી દૃષ્ટિ romantic, રચનાત્મક, કલ્પનાશીલ, emotional, poetic, instrcuctive, કાવ્યમય, ઉપદેશાત્મક, constructive–રચનાત્મક હોઇ શકે, ઇતિહાસ બહુશ્રુત કલ્પનાશીલ, ભૂત–વર્તમાન–ભવિષ્ય, ત્રણેય સમયોના પ્રવાહો ઉપર દૃષ્ટિ ફેંકે છે. એ સમયની અનેક ઘટનાઓના આડા અવળા, વાંકચૂકા, અટવાએલા તારોનાં, તાણાવાણાઓનાં મૂલ્યાંકનો કરે છે, એ ઘટનાઓનાં વ્યક્તિગત, પ્રજાગત, આત્મગત સંવેદનો પોતે સમર્થ પદ્યરૂપે રજુ કરે છે, નવાં શીર્ષકો, ટોઇન્બીએ યોજ્યાં તેમ, યોજે છે, નવાં વિધાનો–સ્પષ્ટીકરણો આપે છે; ઇતિહાસકાર વ્યક્તિઓ, સંસ્થાઓ, હવામાન, યુદ્ધવિદ્યા, સાયન્સ, ફિલસુફી, સંપ્રદાયો, માનવ લક્ષણો, સંતો, મહાત્માઓ, સર્વનાં મૂલ્ય કરે છે, એ પ્રયત્ન સર્વવ્યાપી થઇ જાય છે; એ એને કળામય, કાવ્યમય રસમય, બનાવે છે. દફતરો, શિલાલેખો, સિક્કાઓ, સાલવારીઓ રોજનીશીઓ, જીવનચરિતો. આદિ સમૃદ્ધિઓ એ ઇતિહાસનાં હાડ–ચામડી–મજ્જા–માંસ છે. તેમને એકત્વ અર્પવા માટે શૈલી જોઇએ, કલ્પના જોઈએ History is a form of literature ઇતિહાસ સાહિત્યનું રૂપ છે; એ કથારૂપ હોવું જોઈએ, ઉપદેશ સમન્વિત હોવું જોઇએ. આ વિમર્શ એકાંગી હોઇ શકે નહિ; તેમાં એક જ વાદ આવી શકે નહિ; અત્યારે ઇતિહાસને રોટીવાદની દૃષ્ટિથી વિચારવામાં આવે છે તે મોટી ભૂલ થાય છે. ઇતિહાસસાહિત્ય Creative સર્ગનાત્મક

હોવું જોઈએ. સમાજના પરિબળો રાજરમતમાં સમાઈ જાય છે. એ પરિબળોથી નીપજતી રાજરમતો એ જ ઇતિહાસઘટના છે.

Communism is based on the super-structure of a half-scientific, half-evaluational theory of history... The Marxian theory of history is not a proper theory of history; but a theory designed for making history; Marxists believe that Culture is a function of eccnomics...They believe that the makers of history are the economic classers-pseudo-gregations... The harmonious man is not the communist ideal; it is the heroic man-egoistic, national, universal... He is out to make history in order to help it; e. g. Dr. Zhivago.

From : Culture; An Introduction : by B. S. Sanyal (Asia), pages, 252, 266, 268 and Introduction to the Philosophy of History by W. H. Walsh (section on Marx)

### ઇતિહાસવિદ્યા-રાજરમત

વિક્ટર હ્યૂગોનું પ્રસ્તુત અવતરણ અહીં આપું છું :- In the twentieth century war will be dead, the scaffold will be dead, hatred will be dead, frontier boundaries will be dead, dogmas will be dead, man will live. He will possess something higher than all these; a great country, the whole earth, and a great hope, the whole heaven.

એક જગત, અધ્યાત્મ, સર્વોદય, કરુણાભાવ, સર્વનો એકમેળ સૂચવતું ઇતિહાસવિદ્યાનું આ ઊંડું રહસ્ય અત્યારે કેટલું વિષમ થઈ ગયું છે! પૃથ્વીના એક ગોળાધર્મમાં રોટીવાદ, એક પ્રદેશમાં ધર્મનું એકલક્ષી ઝનુન, ક્યાંક વિસ્તારવાદ, આ બધાં વિષમ સ્થાનો અત્યારે તો ઇતિહાસની ગહન ઘટનાઓને ઢાંકી દેતાં માલમ પડે છે.

**ઇતિહાસલેખનને સાહિત્યના પ્રકાર તરીકે ગણતાં યાદ આવતા કેટલાક દૃષ્ટાંતો**

ઇતિહાસલેખનને સાહિત્યના પ્રકાર તરીકે ખીરદાવતા કોઈ કોઈ દૃષ્ટાંતો મારા અલ્પ વાંચનમાંથી અહીં આપું છું. એ માત્ર સૂચક દૃષ્ટાન્તો છે–ગિબનના ઇતિહાસ–સાહિત્ય Decline and Fall of the Roman Empire-માંથી એંપરર–ઇંપિરેટર જસ્ટિન અને જસ્ટિનિયન એમનાં રેખાચિત્રો, પૅલેસ્ટાઈનની રાજધાની પાલમિરા શહેરનું મનોરમ–ભવ્ય વર્ણન, મૅકૉલેના ઇંગ્લંડના ઇતિહાસમા આવતું રાજા ત્રીજા વિલિઅમનું રેખાચિત્ર, જર્મન પ્રો. મૉમસનનું સીઝરનું મહામાનવ તરીકે આલેખન, પાદશાહ જહાંગીરે અને ફાધર મોન્ટસેરાટે આપેલું પાદશાહ અકબરના દેહનું વર્ણન, જૈન મુનિ સિદ્ધિશ્ચન્દ્રે ગુરુ ભાનુચંદ્રના જીવનચરિતમાં, અબુલફઝલ, અબુલફૈઝી, જહાંગીર, નૂરજહાં, એમનાં સંસ્કૃત ભાષામાં પદ્યમાં ચીતરાએલાં, સમર્થ રેખાચિત્રો, હેમચંદ્ર આચાર્યે સંસ્કૃત–પ્રાકૃત દ્વયાશ્રય—કાવ્યોમાં સોલંકીયુગની "**શ્રી અને સરસ્વતી**" બન્નેના ધામ સરખી અણહિલવાડ–પાટણ નગરીનું વાસ્તવદર્શન, આપણા દેશના ઇંગ્રેજી યુગના ૧૮૦૫ ઇ. સ. સુધીના ઇતિહાસ–લેખક જોન સ્ટુઅર્ટ મિલના બાપ તર્કવિદ્ જેઈમ્સ મિલે દોરેલું બીજા બાજીરાવ પેશવાનું ચારિત્ર, પ્રો. જદુનાથ સરકારે આપેલું ઇ. સ. ૧૭૬૧ના પાણીપતના ઘોર સંગ્રામનું મૂલ્યાંકન, આપણા જ મહાકવિ ન્હાનાલાલનાં ઐતિહાસિક નાટકોનાં નૂરજહાં અકબર શ્રી હર્ષ વગેરેનાં ગદ્ય–પદ્યમય હૃદયંગમ રેખાચિત્રો, પ્રખર ઇંગ્રેજ વક્તા અને ભારતના તે સમયના રાજકારણના ખંતીલા અભ્યાસી એડ્મન્ડ બર્કે આપેલો વૉર્રન હેસ્ટિંગ્સના સમયના મ્હૈસુરના સમર્થ હાકેમ હૈદરઅલીએ કરેલી કર્ણાટક ઉપરની સવારીનો ચિતાર, ઇત્યાદિ.

(૧) જહાંગીર કહે છેઃ क्रुद्धोऽहं कृतान्तोऽस्मिः જો ક્રોધે ભરાઉં તો હું કૃતાન્ત–જમ જેવો છું.

(૨) પાદશાહ જહાંગીરના જીવન વિષે–જેમ વિષ્ણુ લક્ષ્મીસહ વૈકુંઠમાં સ્વૈરવિહાર કરે છે તેમ જહાંગીર પાદશાહ બેગમ નૂરજહાં સાથે નદીઓના પટ ઉપર, પર્વતોની ખીણોમાં, ગિરિશૃંગો ઉપર, સરોવરો ઉપર વિહાર કરી રહ્યા છે.

આ દૃષ્ટાંતોમાં પેલોપોનેશિઅન મહાવિગ્રહમાં માર્યા ગએલા એથિનિ-અન શહીદોના મૃત્યુસંસ્કાર સમયે એથિનિઅન મુત્સદ્દી પેરિક્લિસનું અમર બની ગએલું વ્યક્તવ્ય મૂકી શકાય.

ગુજરાતને ગુજરાત–ભારત, બન્ને પ્રદેશોની રાજરમતોનું **સમગ્ર દર્શન** કરાવતું રસ–સાહિત્ય પ્રાપ્ત થાય.

**અખંડ ભારત રાષ્ટ્ર વીર વિનાયક દામોદર સાવરકર**

આ પ્રવચન મુદ્રણ માટે ગયા પછી વીર વિનાયક દામોદરના અવસાન થયાના ખબર થયા, જે માટે પરિષદ અત્યંત ખેદ અનુભવશે. વિનાયક દામોદર સાવરકર અખંડ હિન્દુસ્થાનના અનન્ય ભડવીર યોદ્ધા હતા. એ અપૂર્વ રાષ્ટ્રને સિદ્ધ કરતાં એમણે અનેક માનસિક અને શારીરિક યાતનાઓ વેઠેલી, જેમનો જોટો સ્વાતંત્ર્યના ઇતિહાસમાં મળવો મુશ્કેલ છે. ઇ. સ. ૧૮૫૭ ના સ્વાતંત્ર્ય સંગ્રામના એમના દળદાર ગ્રન્થે પુરોગામી વિદેશી લેખકોનાં વિધાનોને ઐતિહાસિક પૂરાવાઓ વડે અન્થા કરી દીધેલાં; આપણા કેટલાએક નવીન ઇતિહાસકારોએ એ સાહિત્યને વિકૃત દષ્ટિથી જોવાનો પ્રયાસ કરેલો, જેમાં એમને નિષ્ફળતા જ સાંપડેલી. મહારાષ્ટ્રના સાહિત્યના ક્ષેત્રમાં વિનાયક સાવરકર ઇતિહાસકાર તરીકે, જ નહિ, પણ જીવનચરિતકાર તરીકે, નાટકકાર તરીકે, વાર્તાલેખક તરીકે, અને કવિ તરીકે પણ ઉચ્ચ સ્થાન ધરાવે છે, જે સ્થાનનો પરિચય મહારાષ્ટ્રીય ભાઇઓ મહારાષ્ટ્ર બહાર રહેતા ભારતવાસીઓને સત્વર કરાવશે એમ ઇચ્છીએ. વીર સાવકરની એક માત્ર અભિલાષા હતી કે ભારતની સમસ્ત પ્રજા એશિઆન બલિષ્ઠ રાષ્ટ્રની પ્રજા તરીકે વિકાસ પામે. વીરતાથી ખદબદતા એમના અનન્ય રાષ્ટ્રવાદને ઇતિહાસવિદ્ જનતા Communalism કહી કદિ વગોવશે નહિ. તેમના આત્માને શાંતિ આપો.

**ઇતિવાકયમ્**

ઇતિહાસવિદ્યાનું ચણતર સત્ય હકીકતોના પાયા ઉપર થાય છે, પણ તેનું સાહિત્યરૂપ કાવ્યશાસ્ત્રના જાણીતા રસ–વીરરસ અને કરુણરસ, એમનાથી ઘડાય છે.

ગુજરાતને એવું ઇતિહાસ–સ્વરૂપ પ્રાપ્ત થાઓ.

આ મારા પ્રવચનના શબ્દોને આપે વિનયપૂર્વક સાંભળ્યા તે માટે હું આપનો આભાર માનું છું.

▣

# ઇતિહાસમાં કાર્યકારણભાવ

## [ ઇતિહાસમીમાંસાનો એક પ્રશ્ન ]

પ્રો. રસિકલાલ છો. પરીખ

[ ૧ ]

ગુજરાત ઇતિહાસ પરિષદના ત્રીજા અધિવેશનમાં ૧૯૬૬ ના માર્ચમાં આ પરિષદના પ્રમુખ તરીકે બે વર્ષ માટે મને ચૂંટવામાં આવ્યો હતો. તે માટે આભાર માનવાનો પ્રસંગ મારી ફરજનો સમય પૂરો થાય છે ત્યારે મારે માટે આવે છે. મારાથી પરિષદની પૂરતી સેવા થઈ શકી નથી તે માટે ક્ષમા માગવાનો પણ મારે માટે આ પ્રસંગ છે. તેથી આભાર અને ક્ષમા માગી લેતાં પણ મને મારા ચિંતનના એક વિષય ઉપર કંઈક કહેવાનો આ પ્રસંગ છે એનો સંતોષ વ્યક્ત કરું છું.

[ ૨ ]

મહાભારતની કથા વૈશંપાયન જનમેજય રાજા સમક્ષ કહી સંભળાવે છે એ સુવિદિત છે. એ કથનપ્રસંગ યાદ કરવા જેવો છે. જનમેજયને સર્પસત્ર કાજે દીક્ષિત થયેલો સાંભળી વિદ્વાન ઋષિ કૃષ્ણ દ્વૈપાયન એ સમારંભમાં પધારે છે. પૂજાસત્કારનો વિધિ પૂરો થયા પછી જનમેજય ભગવાન વ્યાસને વિજ્ઞપ્તિ કરે છે : 'કુરુઓનું અને પાણ્ડવોનું આપ પ્રત્યક્ષ જોનાર છો ( તેથી ) તેમનું ચરિત તમે કહો એમ હું ઇચ્છું છું. તેમનાં કર્મો અકિલષ્ટ અર્થાત્ કોઈને પણ પીડા નહિ કરનારાં પુણ્યશાલી હતાં; તો તેમની વચ્ચે 'ભેદ' કેમ ઉત્પન્ન થયો ? અને ભૂતમાત્રનો અંત કરનારું તે યુદ્ધ દૈવથી આવિષ્ટ થયેલા સર્વે પિતામહો વચ્ચે કેમ થયું ? આ આખી વાત આપ કહો. કારણ કે એ કહેવામાં આપ કુશળ છો.'[૧]

કૃષ્ણ દ્વૈપાયન પાસે બેઠેલા શિષ્ય વૈશંપાયનને આજ્ઞા કરે છે : "કુરુઓ અને પાણ્ડવો વચ્ચે જે રીતે ભેદ થયો તે તેં મારી પાસેથી જે સાંભળ્યું છે તે બધું આને કહે (શ્લો ૨૧)." વૈશંપાયન કુરુ–પાણ્ડવોનો

---

૧. આદિપર્વ અ. ૫૪, શ્લો. ૧૭–૨૦

ભેદ અને રાજ્યવિનાશનો વૃત્તાન્ત સંક્ષેપમાં કહી બતાવે છે. આ સંક્ષિપ્ત વૃત્તાન્ત સાંભળતાં જનમેજયને એ વિસ્તારથી સાંભળવાનું કુતૂહલ થાય છે; અને પોતાને થતા કુતૂહલનું કારણ પણ જણાવે છે :

न तत्कारणमल्पं हि धर्मज्ञा यत्र पाण्डवाः ।
अवध्यान् सर्वशो जघ्नुः प्रशस्यन्ते च मानवैः[२]

જનમેજયની ઇચ્છામાં ઇતિહાસવિદ્યાનાં અને એના કુતૂહલમાં ઇતિહાસમીમાંસાનાં બીજ છે.–ભગવાન વ્યાસ એના પ્રત્યક્ષ સાક્ષી છે અને તેથી એ કથા કહેવામાં એ જ કુશલ છે. અર્થાત્ ઘટનાઓના પ્રત્યક્ષ સાક્ષી હોવું એ ઇતિહાસનું મૂલ પ્રમાણ છે. એવા સાક્ષી પાસેથી સાંભળેલો ઇતિહાસ શ્રદ્ધેય થાય. પરંતુ વ્યાસ પોતે એ ઇતિહાસ કહેતા નથી. પોતે જે ઇતિહાસ વૈશંપાયનને કહ્યો છે તે ઇતિહાસની કથા તેની દ્વારા કહેવાય છે. આ ઐતિહ્ય પ્રમાણ થયું, જેના ઉપરથી ઇતિહાસનું ‘કલ્પન’ થાય છે.

પરંતુ ઇતિહાસ એ કેવળ વૃત્તાન્તકથન નથી, ઘટનાઓનું બ્યાન નથી. માનવો આમ કેમ વર્તે એ કુતૂહલ પણ તેમાં થાય છે.

જનમેજયના એ કુતૂહલમાં ઇતિહાસનું કુતૂહલ છે. પૂર્વજોની મહિમાવાળી કથા સાંભળવાનો–તેમનો ઈતિહાસ જાણવાનો માત્રરસ એમાં નથી. ભારત યુદ્ધ કેમ થયું ?–અક્લિષ્ટકર્મી પિતામહોમાં ‘ભેદ’ કેમ થયો ? એ પ્રશ્નો એ રસના, જિજ્ઞાસાના મૂલમાં છે; જે જાણ્યું છે તે ઉપરથી તો આવા પુણ્યશાલી પૂર્વજો આવું યુદ્ધ ન કરે; તેથી તેમનાં ચિત્તો દૈવથી આવિષ્ટ થયેલાં હતાં એટલું સમાધાન જનમેજયે કરી આપેલું હતું. પરંતુ સંક્ષિપ્ત વૃત્તાન્ત સાંભળ્યા પછી એની પૂર્વજોનું ચરિત સાંભળવાની ‘તૃષા’ વધી અને એમાં સૌથી પહેલું અને કદાચ મોટું કુતૂહલ એ કે જે ઘટનાપરંપરામાં ધર્મજ્ઞ એવા પાણ્ડવોએ, પોતાના સીધા પ્રપિતામહોએ, અવધ્યોને સર્વથા હણી નાખ્યા–આ અવધ્યો એટલે સ્વજનો, ગીતાના આરંભમાં નિર્દેશેલા પિતૃઓ, પિતામહો, આચાર્યો, મામાઓ, ભાઈઓ, પુત્રો, પૌત્રો, સાથીઓ, સાસરિયાં અને સુહૃદો[૩] જેમને જોઇને અર્જુનનાં ગાત્રો લાગણીથી ઢીલાં થઈ ગયાં અને હાથમાંથી ગાણ્ડીવ સરી પડયું. આનું કારણ તે અલ્પ ન હોય ! વળી પૂર્વજોએ આવું કર્યું છતાં માનવીઓ એમની પ્રશંશા કરે છે.

---

૨. આદિપર્વ અ. ૫૬, શ્લો. ૪
૩. ભ. ગી. અ. ૧ શ્લો. ૨૬–૨૭

જનમેજયના આ કુતૂહલમાં ઇતિહાસમીમાંસાના મહાન પ્રશ્નો ગર્ભિત થાય છે. વર્તમાન યુગના બે મહાન વિશ્વયુદ્ધો પછી ઐતિહાસિકોને જે પ્રશ્નો થયા છે એનું આમાં અનુસંધાન થાય છે. ઘટના ઘડનારા તો માનવો છે. એટલે ઘટનાને સમજવા એના ઘડનારા માનવો આવું કેમ કરે તે હૃદયને વલોવી નાખતો પ્રશ્ન છે. જનમેજયને એટલું તો સમજાય છે કે આવી સર્વધ્વંસી મોટી ઘોર ઘટનાઓનું કારણ અલ્પ તો ન હોય.

આમાં ધારણા એ છે કે ઘટનાઓમાં કારણ કે કારણો, કારણપરંપરા કે કારણપરંપરાઓ હોય છે. એ શોધ્યા વિના અને જણાવ્યા વિના ઇતિહાસનું કાર્ય પૂરું થતું નથી.

[ ૩ ]

આધુનિક ઇતિહાસમીમાંસામાં જે પ્રશ્નો ચર્ચાય છે તેમાં આ એક મહત્ત્વનો પ્રશ્ન છે. એની ટૂંકી ચર્ચા આપની સમક્ષ રજૂ કરું.

ઇતિહાસ એટલે શું? સંસ્કૃત ઇતિહાસ શબ્દનો અર્થ ઐતિહ્ય પ્રમાણથી નિર્ણીત થયેલો ભૂતકાલને સ્પર્શતો વિષય એવો કરી શકાય; મોટે ભાગે માનવને લગતો ભૂતકાળ અને એમાં મુખ્યત્વે એનાં કાર્ય અથવા ઘટનાઓમાં ઘાટ લેતી કાર્યપરંપરાઓ. હિસ્ટરી શબ્દનું મૂળ ગ્રીક શબ્દ હિસ્ટોરિયા છે, જેનો અર્થ થાય છે inquiry. અર્થાત્ અન્વેષણ. ભૂતકાળની ઘટનાઓ અંગે થતા અન્વેષણમાં હિસ્ટોરિયા શબ્દ મર્યાદિત થતાં આજનો અર્થ, ગતકાલનાં માનવકૃત્યોના અન્વેષણાપૂર્વક થતા નિર્ણયો અથવા એ રીતે નિર્ણયો કરતી વિદ્યા. બીજો પણ એક અર્થ હિસ્ટરી શબ્દથી અભિપ્રેત થાય છે. ગતકાળની ઘટનાઓ, અસ્તિત્વનો એક વિભાગ, ગત થયો છે તે. આ બન્ને અર્થો હિસ્ટરી શબ્દમાં મળી જતાં એની મીમાંસા સરલ રહેતી નથી. હિસ્ટરી શબ્દના અર્થમાં ઇતિહાસ શબ્દ યોજી આપણે પૂછી શકીએ કે ઇતિહાસવિદ્યા જે ગત છે તેનું જ્ઞાન કેવી રીતે મેળવી શકે છે? અને એ જ્ઞાનનું સ્વરૂપ કેવું છે? અને બીજું એ પૂછી શકીએ કે એ રીતે જાણેલા અસ્તિત્વના એ ગત અંશને સમગ્ર અસ્તિત્વ સાથે કેવી રીતે સંબદ્ધ કરી શકીએ? પ્રથમ પ્રકારના પ્રશ્નોમાં ઐતિહ્ય પ્રમાણો અને પદ્ધતિઓની ચર્ચાઓ આવે અને બીજામાં ગતકાળની ઘટનાઓના સ્વરૂપની અને તેનો વર્તમાન ઘટનાઓ અને ભાવિ ઘટનાઓ સાથેના સંબંધો કેવા?—એ ચર્ચાઓ આવે. ઐતિહાસિકે યોગ્ય પ્રમાણપદ્ધતિથી ગત ઘટનાને શોધવી અને એને બને

તેટલી શુષ્ક ભાષામાં એટલે કે મૂલ્યોની ભાવનાથી તટસ્થ (value-neutral) નિરૂપત્ની એટલાથી સંતોષ ન માનવો? એમાં જ એ વિદ્યાની મર્યાદા ન જોવી?

અહીંઆ એમ પ્રશ્ન થાય કે આવી રીતે નિરૂપણ કરવું શક્ય છે? જે ઘટનાઓનું ઐતિહાસિક નિરૂપણ કરે તે સમજાય અને સમજાવી શકાય એવું તો હોવું જોઈએ. 'સમજાય'નો અર્થ ફક્ત શબ્દાર્થ સમજાય એટલો નહિ, પણ ઘટના ઘટાવી શકાય એવો કરીએ તો ઇતિહાસીય નિરૂપણમાં એ અર્થવત્તા–એટલે કે કંઈક આગળપાછળના અંશોમાં બંધબેસવાપણું, કંઈક પ્રયોજનવત્તા સ્પષ્ટ થવાં જોઈએ; અને એમાં મૂલ્ય–ભાવના પણ અંતર્ગત થઈ જાય. તાત્પર્ય કે ઇતિહાસનું કામ પ્રમાણોથી અનુમિત થયેલી બીના-ઓનું વર્ણન કર્યું એટલે પૂરું થયું એમ નહિ કહેવાય. આવા કેવળ અનુ-કથન કે અનુકીર્તનને વૃત્તાન્તકથન–ક્રૉનિકલ કહેવું શોભે. ઇતિહાસે તો એ કથનને બુદ્ધિમાં ઊતરે એવું કરવું પડે.

પરંતુ આમ કરવા જતાં અનુમિત ઘટનામાં બહારથી કંઈ દાખલ ન થઈ જાય? ઐતિહાસિક જે ઉપપત્તિ અંતર્ગત કરે તે પોતે ઉપજાવેલી હોય, તે ઉપજાવવા જતાં તેની પોતાની મૂલ્યભાવના પણ પ્રવિષ્ટ થઈ જાય! અને આવું થાય તો ઇતિહાસ વિજ્ઞાન શી રીતે કહેવાય?

[૪]

ઇતિહાસવિદ્યાના સ્વરૂપની ચર્ચામાં આધુનિક સમયમાં આ એક મોટો પ્રશ્ન ઊભો થયો છે: ઇતિહાસ એ વિજ્ઞાનવિદ્યા (સાયન્સ) કહેવાય? અહીં વિજ્ઞાન શબ્દ વાપરતાં ભૌતિક વિદ્યાઓનું વિજ્ઞાનત્વ અભિપ્રેત છે. એનું લક્ષણ એ છે કે એમાં કાર્યકારણનો સંબંધ એવો નિયત અને અનન્યસિદ્ધ બતાવવામાં આવે છે કે તે ઉપરથી તારવેલા નિયમો ઉપરથી ભવિષ્યની આગાહી કરી શકાય છે. આજે પ્રયોગશાળામાં જે સિદ્ધ થયું તે પ્રમાણે ભૂતકાળમાં વસ્તુસ્થિતિ હતી અને ભવિષ્યકાળમાં પણ તેની જ વસ્તુસ્થિતિ રહેશે. આજે જે પૂર્વવર્તી ભાવ કે બનાવથી તત્પશ્ચાદ્‌વર્તી ભાવ કે બનાવ બન્યો, તે ભાવ કે બનાવ ભવિષ્યમાં પૂર્વવર્તી થતાં આજનાં પશ્ચાદ્‌વર્તી બનાવ કે ઘટના થશે; અથવા એ પશ્ચાદ્‌વર્તી ઘટના નજરે પડતાં એમ કહી શકાય કે તેની પૂર્વે પેલી પૂર્વવર્તી ઘટના હશે. ભૌતિક વિદ્યાઓ એમના પદાર્થોમાં આવો જે સંબંધ બતાવે છે તેવા સંબંધોના જ્ઞાનને જ વિજ્ઞાન–

સાયન્સ કહી શકાય એવો મત પ્રવર્તે છે. અલબત ભૌતિક વિજ્ઞાન પણ હવે આવી ચોકસાઈ વિષે સાશંક થતું રહ્યું છે. કારણતાની શોધને બદલે આંકડાશાસ્ત્ર, સ્ટેટિસટિક્સ,ના ગણિતથી નીપજતી બુદ્ધિગ્રાહ્ય તારવણીઓની, સંભાવનાઓની probabilities ની શોધથી સંતોષ માને છે. પરંતુ તે ગણિતના માપ કે માપના ગણિતની સંભાવનાઓ છે. વૈજ્ઞાનિકો કહે છે કે જે પદાર્થો માપી શકાય તે જ વિજ્ઞાનના, સાયન્સના, વિષય બની શકે.

વૈજ્ઞાનિકો ભૌતિક વિષયોમાં આ પદ્ધતિથી કામ કરે છે. તેમાં વૈજ્ઞાનિકોનું એક બુદ્ધિલક્ષણ તેમને સફળતા આપે છે, આ લક્ષણ તે મૂલ્યતટસ્થ (value-neutral) બુદ્ધિવ્યાપાર. અન્વેષણમાં વૈજ્ઞાનિકો લાગણીઓના વ્યાપારને અવકાશ આપતા નથી. એમને વસ્તુસત્ય જોવું છે, એમની રુચિ–અરુચિને એમાં અવકાશ નથી; અથવા એમ કહીએ કે the true–સત્ય, the good–શિવ અને the beautiful–સુંદર એ–ત્રણ મૂલ્યોમાંથી ફક્ત વસ્તુમાંથી નીકળતા સત્યના મૂલ્યથી જ તેઓ દોરવાય છે. આને objectivity–વસ્તુ પ્રત્યયિતા–કહીએ તો વૈજ્ઞાનિકનું આ લક્ષણ કહેવાય. એનું નિરૂપણ વસ્તુપ્રત્યયિત હોય. એમાં subjectivity અહં-પ્રત્યયિતાને અવકાશ ન હોય. ભૌતિકવિદ્યાઓની અપૂર્વ સિદ્ધિઓ આ વિજ્ઞાનપદ્ધતિઓને અનુસરવાથી થઈ છે. આની અસર નીચે માનવીય વિદ્યાના અભ્યાસીઓ પોતપોતાની વિદ્યાઓને વિજ્ઞાન બનાવવા આ લક્ષણો તેમાં લાવવા મથે છે. કાર્યકારણના સંબંધો અને / અથવા આંકડાશાસ્ત્ર-જન્ય સંભાવનાઓ પોતપોતાના પદાર્થોમાં દાખલ કરવા મથે છે; જેમકે અર્થશાસ્ત્ર, રાજ્યશાસ્ત્ર અને ચિત્તશાસ્ત્ર પણ. ઇતિહાસ એ ભૌતિક વિદ્યા નથી, માનવીય વિદ્યા છે. તો તેણે પણ કાર્યકારણના સંબંધો, સંભાવનાઓ પોતાના વિષયમાં લાવવાં જોઈએ, જો તેણે પણ વિજ્ઞાન થવું હોય તો.

પરંતુ જે વિદ્યાઓનો વિષય માનવ છે એમાં તો એકલું એનું શરીર અને એની ક્રિયાઓ માપવાનો વિષય બની શકે છે. શરીર ઉપરની ક્રિયાઓ અને વિક્રિયાઓને માપી અદ્યતન ચિત્તશાસ્ત્ર મનોવિજ્ઞાન થવા મથે છે, અને એ પ્રક્રિયામાં આગળ વધતાં મન કે ચેતના જેવા અંતર્ગત પદાર્થને સ્વતન્ત્ર કે કારણ કે કાર્યરૂપે સ્વીકારવો એમને જરૂરનો લાગતો નથી. મનોવિજ્ઞાન એ ઇન્દ્રિય ગમ્મ એવા વર્તન કે આચરણનું વિજ્ઞાન થયું છે.

ઇતિહાસનો વિષય પણ ગતકાલનું માનવવર્તન કે આચરણ છે. એ વર્તન કે વ્યવહારને કેવળ ભૌતિક ગણી સમજી શકાતો નથી. માનવવ્યવહાર

એને પ્રેરતા મનોભાવોનું અસ્તિત્વ સ્વીકારવાની ફરજ પાડે છે; અને એ વ્યવહારોને મનની ક્રિયાઓ સાથે જોડીને જ તેનો અર્થ સમજી શકાય છે: જેમકે નેપોલિયને કે હિટલરે રશિયા ઉપર ચઢાઈ કરી. એ ઘટનાને, શા પ્રયોજને એ ચઢાઈ થઈ એ જાણ્યા વિના સમજી શકાય નહિ; અને એ ચઢાઈઓના આદેશ કરનારા નેપોલિયન અને હિટલરના એટલે કે એમના મનમાં શા ભાવો, આકાંક્ષાઓ, લાગણીઓ, ગણતરીઓ, વિચારો હતા એ જાણ્યા વિના એ ચઢાઈરૂપી ઘટનાઓનું પ્રયોજન સમજી શકાય નહિ. ગતકાલના પણ માનવવ્યવહારને વિષય બનાવતો ઇતિહાસ આમ એક રીતે માનવમનોવિજ્ઞાનની એક શાખા બની જાય. ઐતિહ્ય પ્રમાણોના આધારે અમુક માનવવ્યવહાર જે નિર્ણીત થયો એને સમજવાનું કામ મનોવિજ્ઞાન કરી આપે. પરંતુ મનોવિજ્ઞાન આવો આધાર આપી શકે, વિવિધ આચરણોને સમજાવી શકે એ સ્થિતિએ હજી પહોંચ્યું નથી. એટલે ઐતિહાસિકે માનવવ્યવહારની પોતાની જે સાધારણ સમજ હોય તે પ્રમાણે તે તે આચરણનો ખુલાસો કરવો પડે.

પરંતુ માનવવ્યવહાર એ કોઈ એકાકી વ્યવહાર નથી, સામુદાયિક-સામાજિક વ્યવહાર છે. માનવની ગતકાલની ઘટનાઓને પણ આ તત્ત્વ લાગુ પડે છે. ઇતિહાસની ઘટનાઓને પણ તેના સામાજિક સંદર્ભમાં જ વિચારવી જોઈએ. આ દૃષ્ટિએ વિચારીએ તો ઇતિહાસની ઘટનાઓનો ખુલાસો સામાજિક વિદ્યાઓની વૈજ્ઞાનિક તારવણીઓને આધારે થઈ શકે. અહીં પણ મુશ્કેલી એ છે કે આ વિદ્યાઓ પણ હજી એ કક્ષાએ પહોંચી નથી કે ઇતિહાસની ઘટનાઓનો સંતોષકારક ખુલાસો આપી શકે. એટલે આમાં પણ ઐતિહાસિકે એની સમાજવ્યવહારની સમજ પ્રમાણે ખુલાસો કરી સંતોષ માનવો પડે.

આ બધી માનવીય સામાજિક વિદ્યાઓને ભૌતિક વિદ્યાઓનું વિજ્ઞાન તત્ત્વ લાગુ પાડવામાં સૌથી મોટી મુશ્કેલી એ છે કે ભૌતિક પદાર્થોની જેમ આ વિદ્યાઓના પદાર્થોને છેદી, ભેદી, કે ભેગા કરી માપી શકાતા નથી. આને વિજ્ઞાન બનવા માટે આ આવશ્યક પ્રથમ શરત હોય તો, માનવીય વિદ્યાઓએ ભૌતિક વિજ્ઞાનના અર્થમાં વિજ્ઞાન થવાની આકાંક્ષા છોડી દેવી જોઈએ.

અહીંયાં પ્રશ્ન થાય કે વિજ્ઞાનનો ઉદ્દેશ યથાર્થ જ્ઞાન મેળવવાનો હોય તો યથાર્થજ્ઞાન મેળવવાનું શું આ એક જ માપવાનું પ્રમાણ છે? એક રીતે

જોઈએ તો પ્રમાણ શબ્દના અર્થમાં જ માપવું આવી જાય છે. પરંતુ ભૌતિક પદાર્થોને જે ભૌતિક રીતે માપી શકાય છે એટલામાં જ સત્ય જ્ઞાનની ક્રિયા સમાપ્ત થતી નથી. ભૌતિક નથી એવા પદાર્થોનું જ્ઞાન માનવ અન્ય રીતે પણ મેળવતો આવ્યો છે, એમાં યથાર્થતા અને વિપર્યાસનો વિવેક કરતો આવ્યો છે અને એ આધારે આચરણ કરતો આવ્યો છે. આ બીજી રીતોએ પ્રાપ્ત થતા જ્ઞાનને સાયન્સ કહેવું કે નહિ એ પરિભાષાનો પ્રશ્ન છે.

વિજ્ઞાન (સાયન્સ)ની બીજી અપેક્ષા કાર્યકારણના સંબંધની છે અને એ ન બને તો આંકડાશાસ્ત્રના નિયમોથી તારવણીઓ કાઢવાની છે. માનવીય વિદ્યાઓ વિજ્ઞાન થવા આ અપેક્ષા પૂરી કરવા મથે છે. આ માટે તે તે વિદ્યાઓ પોતપોતાના પદાર્થોને ચોક્કસ રીતે વ્યક્ત કરી સમાનતાના ધોરણે તેનાં વર્ગો પાડે છે. અને આ વર્ગીકૃત સમુદાયોના સામાન્યોને પકડી તેમાં વ્યાપ્તિઓને શોધે છે. આ વ્યાપ્તિઓમાં કાર્યકારણની વ્યાપ્તિ શોધવી એ વિજ્ઞાનનું લક્ષ્ય હોય છે; એ વ્યાપ્તિઓ સિદ્ધાન્તોના રૂપમાં રજૂ થાય છે અને એના આધારે તે તે પદાર્થો અમુક સંજોગોમાં કેમ વર્તશે કે શું પરિણામ પામશે એવી ભવિષ્યની આગાહી કરી શકાય છે. જેમકે ઉષ્ણતા વસ્તુપિંડને વિસ્તારે છે એ સામાન્ય સિદ્ધાન્તનો નિયમ ભવિષ્યમાં કોઈ વસ્તુને ઉષ્ણતા સ્પર્શતાં તેનું પિંડ વિસ્તરશે એમ આગાહી કરી શકે છે. માનવીય વિદ્યાઓ કે સામાજિક વિદ્યાઓ પણ આવા સામાન્ય સિદ્ધાન્તો શોધવાનું લક્ષ્ય રાખે છે.

પરંતુ ઇતિહાસ તો પદાર્થવિશેષને—પદાર્થવ્યક્તિને પોતાનો વિષય બનાવે છે. ઇતિહાસનો અન્વેષક ફ્રેન્ચ રેવોલ્યુશનને પોતાનો વિષય બનાવે, કેવળ રેવોલ્યુશનને બનાવતો નથી. અને પછી રશિયન રેવોલ્યુશનનો અભ્યાસ કરે તો તેમાં બન્નેનું પૌર્વાપર્ય તેને જુદા પ્રકારનું દેખાશે. અર્થાત્ વિજ્ઞાનનો વિષય સામાન્ય છે; જ્યારે ઇતિહાસનો વિષય વિશેષ છે.

આ દૃષ્ટિએ ઇતિહાસને માનવવિદ્યાઓના વિજ્ઞાનમાં મુકવાથી પણ લાભ નથી.

આ બધાં કારણોથી કેટલાક ઇતિહાસમીમાંસકો ઇતિહાસને પોતાના અલગ સ્વરૂપવાળી વિદ્યા માને છે. ઇટેલિયન ફિલ્સૂફ ક્રોચે અને અંગ્રેજ ફિલ્સુફ કોલિંગવુડ વગેરે આ મતનું સમર્થન કરે છે.

આમાંથી ઇતિહાસદૃષ્ટિ જેવી પદાર્થોને જાણવાની જ્ઞાનની એક અલગ દૃષ્ટિ ઉદ્ભવે છે, જેને જર્મન વિદ્વાનોએ Historismus એવું નામ આપ્યું છે. આ ઇતિહાસદૃષ્ટિ એટલે કોઈ પણ ઘટનાને એના કાલક્રમના પરિણામોથી સમજવાની દૃષ્ટિ. એની શ્રદ્ધા એવી કે કોઈપણ પદાર્થના સ્વરૂપનું પર્યાપ્ત જ્ઞાન અને મૂલ્યાંકન તે પદાર્થને તેના વિકાસના ક્રમમાં એનું શું સ્થાન હતું અને એણે શો ભાગ ભજવ્યો હતો તે જાણવાથી મળે[૪] આવા આગ્રહ સામે, આ Historicism—ઇતિહાસ વાદનો વિરોધ પણ કેટલાક કરે છે. પરંતુ વિશ્વદૃષ્ટિ તરીકે એને ફિલસુફીમાં સ્થાન છે. સાંખ્યનો પ્રકૃતિ–પરિણામવાદ અને જૈનનો પુરુષ અને પ્રકૃતિનો પરિણામવાદ અથવા આધુનિક વિજ્ઞાનના આધારે થયેલો વિશ્વ–ઉત્ક્રાન્તિવાદ આ ઇતિહાસદૃષ્ટિના સમર્થક વાદો છે.

પરંતુ આ પરિણામવાદોમાં પણ કાર્યકારણના નિયત સંબંધોની અપેક્ષા છે. ઇતિહાસવાદની સામે મોટામાં મોટો પ્રતિપ્રશ્ન એ છે કે એમાં કોઈ પ્રકારનો કારણવાદ સંભવી શકે છે? ઇતિહાસનો વિષય ઘટનાવિશેષ છે એટલે એ એક પદાર્થમાંથી, સામાન્ય–જે અનેક પદાર્થોમાં રહેતું તત્ત્વ છે—તે તેમાં સંભવી શકતું નથી, અને એવા સામાન્યના અભાવે કાર્યકારણની વ્યાપ્તિનો નિયમ જોઈ શકાતો નથી. એટલે પદાર્થવિશેષનું જ્ઞાન આપતા ઇતિહાસ પાસે ભાવી વિષે આગાહી કરવાનું કોઈ સાધન નથી, કારણ કે એકવાર બની ગયેલો બનાવ ફરી બરાબર એ રીતે બનતો ઇતિહાસમાં નજરે પડતો નથી. અને તેથી પહેલા બનેલા બનાવના જ્ઞાનનો કોઈ ભાવી પરિસ્થિતિ માટે ઉપયોગ દેખાતો નથી.

ઐતિહાસિકોનો પ્રયત્ન પણ અમુક ઘટનાને જેમકે ફ્રેન્ચ રેવોલ્યુશનને ફ્રાન્સની પૂર્વવર્તી સ્થિતિ સાથે સંકલિત કરવાનો હોય છે. એ પરિસ્થિતિમાંથી કોઈ કોઈ અંશોને ફ્રેન્ચ રેવોલ્યુશનના નિયત કારણરૂપે સિદ્ધ કરવાનું કેટલાક ઐતિહાસિકો સાહસ કરે છે, કેટલાક આખી સ્થિતિશ્રેણીને. પણ તેમાં વિજ્ઞાનને આવશ્યક એકમતી સિદ્ધ થતી નથી. કોઈ અમુક અંશોને કારણ ગણે, તો કોઈ બીજાને. વળી જે અંશોને કારણરૂપ ગણવામાં આવે તેમાંથી નિયતરૂપે ફ્રેન્ચ રેવોલ્યુશન જ જન્મે એવું પણ સાબિત થઈ શકતું નથી. દા. ત. જૂની માન્યતાઓને તોડનારા લેખકોના વિચારોને કેટલાક આ ક્રાન્તિનું કારણ ગણે છે. પરંતુ દરેક પ્રસંગે આવા વિચારો આવી

૪. p. 24, Vol. 4, Encyclopaedia of Philosphy

વિઘાતક ક્રાન્તિ ઉપજાવે છે એવું બનતું દેખાતું નથી. અર્થાત્ ઇતિહાસથી પૂર્વાપર ઘટનાઓમાં કોઈ નિયત અને અનન્યથાસિદ્ધ સંબંધ બતાવી શકાતો નથી. વધારેમાં વધારે પૂર્વાપરતા જ બતાવી શકાય છે. આટલાને જ કારણ કહો તો આપણા નૈયાયિકો એમ કહે કે જેમાંથી ઘટ બનાવવાનો છે એ માટી જે રાસભ લાવે તે ઘટપૂર્વવર્તી હોવાથી ઘટનું કારણ ગણાય. આ અને આવી બીજી દલીલોથી ઇતિહાસદૃષ્ટિવાદ—Historicismની નિરર્થકતા બતાવવામાં આવે છે.

કોલિંગવુડ જેવા ઐતિહાસિકો ઇતિહાસનું તથ્ય બીજી રીતે ઘટાવે છે: ઐતિહાસિક પોતે એ ઘટનાઓનું જીવન પોતાના મનમાં સાક્ષાત્ કરે છે, જીવે છે, અને જુએ છે કે તેમાં ઉપપત્તિ છે; અને એ રીતે ઘટનાઓને સમજે છે. એને ભવિષ્યવાણી ભાખવાની મહત્ત્વાકાંક્ષા નથી.

[ ૫ ]

ઇતિહાસની ઘટનાઓના સંબંધની આ અનિયતતા તેની ઘટનાઓનો ઘડનાર માણસ છે એને લઈને છે. માણસ એક પ્રસંગે એકવાર અમુક રીતે વર્તે માટે બીજીવાર પણ તેવાં પ્રસંગે એમ જ વર્તશે એવું એને વિષે કહેવાતું નથી. તોલ્સ્તોયે એની War and Peace નામની નવલકથામાં થોડીક મહત્ત્વની ઇતિહાસમીમાંસા કરી છે ( એ મહત્ત્વ એવું છે કે પેટ્રિક ગાર્ડિનર એના Theories of History ગ્રંથમાં એને સ્થાન આપે છે.) એમાં એ કહે છે કે માનવને ફ્રી વિલ–સ્વેચ્છા–છે એનો અર્થ જ એ છે કે એ કાલે શું કરશે તે નિયમથી કહી શકાય નહિ[૫] એ પોતે તો કહે છે કે "The conception of a cause is inapplicable to the phenomena (historical) we are studying"[૬] પરંતુ આમાં કારણનો અર્થ તોલ્સ્તોય મર્યાદિત રીતે કરે છે. ફ્રેન્ચ રેવોલ્યુશન જેવા બનાવો વિચારકોની અસરના કારણે થયા કે રશિયા ઉપરનું આક્રમણનું જનક કારણ નેપોલિયનની સ્વેચ્છામાં જોવું—એ જાતનાં કારણો એના જમાનાના ઐતિહાસિકો આપતા હતા અથવા આજે પણ જેઓ આપે છે તેની વિરુદ્ધ આ મત છે. અમુક વિગ્રહ કોના ઇચ્છાબળે કર્યો કે અમુક ક્રાન્તિ કે પરિવર્તન કયા લેખકોના

૫. p. 176 Theories of History

૬. એજન, પૃ. ૧૭૭

વિચારબળે કર્યાં એવા પ્રશ્નોનો ઉત્તર ઇતિહાસ આપી શકે નહિ એવુ એનું માનવું દેખાય છે. પરંતુ સ્વેચ્છા (free will) અને નિયતિ (determinism)ના દ્વન્દ્વની ચર્ચા કરતાં તે કહે છે કે સ્વેચ્છા એ માનવનું અંતરંગ સંવેદન કે ચેતના છે. પરંતુ તટસ્થભાવે નિરીક્ષણ કરતી માનવબુદ્ધિ એને બતાવે છે કે માણસ જે સંયોગમાં વર્તે છે તે સંયોગ તેવી સ્વેચ્છાને મર્યાદિત કરતા હોયછે. ટૂંકામાં તોલ્સ્તોય એવો મત રજૂ કરે છે કે માનવબુદ્ધિને એમ દેખાય છે કે તેનું આચરણ સ્વેચ્છા અને નિયતિ બન્ને પાસાવાળું હોય છે; અથવા એની સ્વેચ્છા સંજોગોથી મર્યાદિત થયેલી છે. અને માનવબુદ્ધિ જેમ જેમ અમુક આચરણનું તેના કર્તાના બાહ્ય જગત સાથેના, કાલ સાથેના અને જે કારણોએ એને એ આચરણ કરવા પ્રેર્યો એની સાથેના સંબંધોથી વિચાર કરશે તેમ તેમ માનવ આચરણ વધારે ને વધારે નિયતિબદ્ધ તેને દેખાશે. આ દૃષ્ટિએ ઇતિહાસમાં માનવઆચરણ નિયમબદ્ધ દેખાશે—અમુક સંજોગોમાંથી અમુક આચરણ થયું એ ઇતિહાસની ઘટનામાં સિદ્ધ થયેલું દેખાશે.

તોલ્સ્તોય કહે છે કે History examines the manifestations of men's free will in connection with the external world in time and in dependence on cause, that is it defines this freedom by the laws of reason, and so history is a science only in so far as this free will is defined by those laws.[૭]

આમ તોલ્સ્તોય ઇતિહાસની અમુક ઘટના અમુકના બળે જન્મી એ જાતના કારણવાદને નકારતાં છતાં એ સ્વીકારે છે કે ગતકાળમાં થયેલી ઘટનાઓ અને આચરણો સ્થળ, કાલ અને કારણથી નિયત થયેલાં જ માલૂમ પડે છે, અર્થાત્ બુદ્ધિ જે ધોરણો સ્વીકારે તે પ્રમાણે જ નિયત થયેલાં એ પ્રાપ્ત થાય છે. અને ઇતિહાસ એટલા પૂરતું જ વિજ્ઞાન થઈ શકે જેટલા પૂરતું માનવની સહજ સ્વેચ્છા આ ધોરણોથી નિયત થઈ હોય. એના માટે ઇતિહાસનો કોયડો આ નિયમો શોધવા અને તેમની વ્યાખ્યા કરવામાં રહેલો છે.

'ઇતિહાસ માટે માનવની ઇચ્છાશક્તિઓની ક્રિયાઓની રેખાઓ મોજૂદ છે. એમનો એક છેડો અજ્ઞાતમાં ગૂઢ રહેલો છે, પણ એને બીજે

---

૭. Theories of History, p. 185

છે કે માનવની વર્તમાન ઇચ્છાશક્તિની ચેતના, સ્થલમાં, કાલમાં, અને કારણઆધીનતામાં ક્રિયા કરે છે.

'આ ગતિનું અર્થાત્ ક્રિયાનું ક્ષેત્ર આપણી નજર સમક્ષ જેમ વધારે વધારે ને ફેલાય છે તેમ તેમ ક્રિયાના નિયમો વધારોને વધારે સ્પષ્ટ થાય છે. ઇતિહાસનો કોયડો એ છે કે આ નિયમો શોધવા અને તેમની વ્યાખ્યા કરવી, તેમને સ્પષ્ટતાથી રજૂ કરવા.'[૮]

તોલ્સ્તોયે કરેલી ચર્ચાનું મહત્ત્વ ઇતિહાસમીમાંસામાં ઘણું છે. આજના વિચારકો પણ આ મુદ્દાની વિવિધ બાજુઓનો પરામર્શ કરે છે. ઐતિહાસિકો એમનાં અન્વેષણોમાં ઘટનાઓનાં કારણો વિષે જે અભિપ્રાયો આપે છે તેનાં સ્વરૂપ, અર્થ, સ્થાન અને યોગ્યતા પણ તેઓ તપાસે છે. તેમાં કેનેથ સ્ટેમ્પ જેવા ઐતિહાસિક અમેરિકાના આંતરવિગ્રહનાં કારણોની ચર્ચા કરતાં નિરાશા વ્યક્ત કરે છે કે એ વિગ્રહની કાર્યકારણતા ઐતિહાસિકો કયારે પણ જાણી શકશે નહિ.[૯]

બીજા કેટલાકને આ પ્રશ્ન અન્વેષણની મુશ્કેલીનો એટલો નથી લાગતો જેટલો કારણથી શું સમજવું એનો લાગે છે, 'કારણ' શબ્દના ભાવાર્થનો લાગે છે. અમેરિકાના ઐતિહાસિકોના એક સમુદાયે થોડાંક વર્ષો પહેલાં એવો અભિપ્રાય વ્યક્ત કર્યો કે "કારણ' એ વિવધ અને જટિલ અર્થવાળો શબ્દ છે, એ એક જાતનો સગવડિયો અલંકાર છે...જેમાં પ્રવૃત્તિપ્રેરકો (motives), અસરો, બળો અને પૂરા ન સમજાયેલા પૂર્વવર્તી આંતરસંબંધો બધું ભેગું સૂચવાય[૧૦] તાત્પર્ય કે કારણની બાબત ઐતિહાસિકોએ છોડી દેવી.

---

૮. For history, lines exist of the movement of human wills, one end of which is hidden in the unknown but at the other end of which is a consciosness of man's will in the present, moves in space, time and dependence on cause.

The more this field of motion spreads out before our eyes, the more evident are the laws of movement.

To discover and define those laws is the problem of history (p. 185 Theoris of History).

૯. Philosophy of History, p. 41

૧૦. એજન, પૃ. ૪૨

પરંતુ બીજા જેઓ ઇતિહાસમાં વિજ્ઞાનદષ્ટિ સેવે છે તેઓ આ બાબતમાં આટલા નિરાશ નથી. તેઓ M. R. Cohen કારણતાની જે વ્યાખ્યા આપી છે તેની સાથે સંમત થાય છે : 'કારણતાનું ચોક્કસ સ્વરૂપ એટલે કોઈ પણ ઘટનાના બનાવ માટે આવશ્યક અને પર્યાપ્ત સ્થિતિઓનો સરવાળો'[૧૧] આમાં મુશ્કેલી એ છે કે ઐતિહાસિકને બધી આવશ્યક સ્થિતિઓની માહિતી ન મળે તો? તો જેટલી મળે તેટલીને સમગ્ર કારણ તરીકે નહિ તો કારણના ભાગ તરીકે ગણાવી શકે, અથવા ચોકસાઈ થોડીક ઢીલી કરી જેટલું જણાયું છે તેને જ કારણ ગણાવી શકે. પરંતુ આમાં પૂર્વસ્થિતિઓમાંથી કોને કારણ ગણવું એ વિવાદાસ્પદ રહે છે.[૧૨]

આ કારણતાની ચર્ચામાં મોટી મુશ્કેલી એ છે કે ભૌતિક ઘટનાઓના સંબંધમાં કારણ શબ્દનો જે ભાવ આવે છે તે માનવપ્રેરિત ઘટનાઓમાં નથી આવતો. પહેલો તફાવત એ દેખાય છે કે ભૌતિક ઘટનાઓમાં આવશ્યક પૂર્વસ્થિતિઓ પૂરી આવી જાય કે તે ઘટનાઓ સિદ્ધ થઈ જાય. વચમાં કોઈ બીજો અંતરાય રહેતો નથી. માનવપ્રેરિત ઘટનાઓમાં માનવને જ્યારે એ આવશ્યક પૂરી પૂર્વસ્થિતિ, એ ઘટનાને સમઝથી, મને કે કમને, કરવા પ્રેરે ત્યારે એ થાય. અર્થાત્ આવશ્યક પૂરી પૂર્વસ્થિતિ અને એના કાર્ય વચ્ચે માનવનું મન—જેમાં એનાં જ્ઞાન, લાગણી અને ઇચ્છાશક્તિ છે—આવે છે. આ સ્થિતિને લઈને ભૌતિક કારણતા માનવવ્યવહારોમાં અને તેથી ઇતિહાસમાં બંધબેસતી નથી.

[ ૬ ]

પરંતુ આ મુશ્કેલીને લીધે ઇતિહાસમાં કારણની વિચારણા મૂકી દેવાતી નથી. કોલિંગવુડે આ વિષયની ચર્ચામાં cause અને reason–નો કારણ અને પ્રયોજનનો વિવેક કર્યો છે. કોઈ પણ પૂરી પૂર્વ સ્થિતિ માનવને અનુરૂપ કાર્ય કરવા માટે આવશ્યક તરીકે જે સમજાય, તે સમજ માનવા માટે reason—હેતુ કે પ્રયોજન બને છે. એટલે ઇતિહાસની ઘટનાઓને કારણોથી નહિ પણ પ્રયોજનોથી સમજવી જોઈએ. આમાં ભૌતિક કારણતા–માનવપ્રયોજનતા એ સમીકરણ તજવું પડે. પણ એ છોડવાથી ઐતિહાસિકનું પ્રયોજન શોધવાનું કામ સહેલું બનતું નથી, અથવા જેઓ આવાં પ્રયોજનો

૧૧. એજન, પૃ. ૪૨
૧૨. p. 42, Theories of History

આપે છે તેઓ શા આધારે અને ક્યારે માનવ આમ કરે છે તે સમજવાનું બાકી રહે છે.

કોલિંગવુડે આનો એક ખુલાસો causeના લેટિન શબ્દ Causaના મૂળ અર્થથી કર્યો છે. Causaનો મૂળ અર્થ ગુનો, ઠપકો, તહોમત એવો થાય છે; અને જ્યારે પાંચમા સૈકાના સાહિત્યમાં 'કારણ'ના અર્થમાં એ વપરાતો થયો ત્યારે પણ તે વિગ્રહ કે એવી ઘટનાઓ માટે વપરાતો. આ અર્થનું સમર્થન સામાન્ય વ્યવહારમાં પણ મળે છે. જ્યારે કોઈને માથે જવાબદારી મૂકવાની કે તેને દોષિત ઠરાવવાનો હોય ત્યારે 'Cause' 'કારણ' શોધાય છે. ઇતિહાસમાં પણ અમુક અસાધારણ કે અનિષ્ટ બનાવ બને ત્યારે એની જવાબદારી કોની છે એ શોધવા કારણની કલ્પના કરવામાં આવે છે; જો કે કારણ જાણ્યા પહેલાં જવાબદારી ગણવાની બાબતમાં પૌર્વાપર્ય ઊંધું થઈ જાય છે.[૧૩]

કોલિંગવુડની આ વિચારસરણીમાં કેટલી મુશ્કેલીઓ છે. તે અમેરિકાના આંતરવિગ્રહનાં કારણોની એક શતક સુધી ચાલેલી ચર્ચાઓથી વિલિયમ ડ્રેએ (William Dray) બતાવી છે.

આનો કંઈક પરિહાર H. L. A. Hart અને A. M. Honore' એ 'Causation in the Law'માં કરેલાં સૂચનોથી થાય છે. એમનું એવું કહેવું છે કે રોજિંદા જીવનવ્યવહારમાં તેમ જ ઇતિહાસ અને કાયદાની બાબતોમાં કઈ પૂર્વસ્થિતિઓને કારણ તરીકે પસંદ કરવી એની બે કસોટીઓ (criteria) છે. એક એ કે કારણો અનપેક્ષિતો છે (abnormalities), જો કે અપેક્ષિત (normal) સંદર્ભે સંદર્ભે સૂક્ષ્મ રીતે બદલાતાં હોય છે; બીજું, સિદ્ધાન્ત પ્રમાણે સ્વેચ્છાજન્ય માનવ–આચરણ અકારિત હોવાથી તે કારણ ગણાવાનો ખાસ અધિકાર ધરાવે છે. પહેલાંની સમજૂતી આ લેખકો એવી આપે છે કે માનવવ્યવહારોના અન્વેષણમાં જેમનો ખુલાસો કરવાનો હોય છે તે પોતે ઘટનાઓના ચાલુ કે અપેક્ષિત ક્રમથી કંઈક ને કંઈક ચ્યુત થયેલાં હોય છે; અને તેથી અનપેક્ષિતનો ખુલાસો અનપેક્ષિતથી કરીએ એ સ્વાભાવિક છે.[૧૪]

આપણે પ્રારંભમાં મહાભારતમાંથી જોયું કે જનમેજય કહે છે કે અવધ્યોનો સર્વથા વધ કરનાર છતાં પ્રશંસા પામનાર તેના પૂર્વજોએ આવું

૧૩. એજન, pp. 45–47
૧૪. Theories of History p. 56.

કેમ કર્યું ? અર્થાત્ આવું અનપેક્ષિત કેમ કર્યું ? તેનું કારણ નાનું ન હોય, અર્થાત્ એ પણ અનપેક્ષિત હોય.

ઇતિહાસની ઘટનાઓમાં પણ કારણોની શોધ અનપેક્ષિત ઘટનાઓની જ વિશેષે કરીને થતી હોય છે; જેમકે વિગ્રહો, ક્રાન્તિઓ, રાજપલટાઓ, મોટા વિજયો કે મોટા પરાજયો, મોટા અભ્યુદયો કે મોટી આપત્તિઓ. જે ક્રમપ્રાપ્ત હોય તેને પણ જો કે કારણ હોય તો પણ તેની શોધ થતી નથી, કારણ કે તે જ્ઞાત મનાય છે માટે તેની જિજ્ઞાસા થતી નથી. જ્યારે આવી અનપેક્ષિત ઘટનાઓ અનપેક્ષિત માનવ–આચરણોની અપેક્ષા રાખે છે, એથી જ એનો ખુલાસો થાય છે.

આ દૃષ્ટિ કેટલેક અંશે ઇતિહાસનિરૂપણોમાં અંતર્ગત હોય છે; જોકે એથી પૂરો ખુલાસો થતો ન પણ હોય. કારણની પસંદગીમાં બીજી કસોટી સ્વેચ્છાપ્રેરિત માનવ–આચરણને ડ્રે (Dray) વધારે સ્વીકાર્ય માને છે. કારણ એટલે કંઇક કરનાર એવી આપણી વ્યવહારુ માન્યતા સાથે એ સંગત છે.

બીજું એ કે વચમાં પડવાની ક્રિયાને (intervention) આપણે કારણ ગણીએ છીએ. કાર્યક્રમમાં વિક્ષેપ પડે ત્યારે એનું કરનાર–કારણ કોઈનું આચરણ હોય છે; એટલે એ રીતે પણ માનવના સ્વેચ્છાપ્રેરિત આચરણને કોઈ ઘટનાનું કારણ ગણીએ એ ઉચિત છે. અમુક ઘટના જે અનેક માનવ–આચરણોનું પરિણામ છે તેમાં કયા આચરણ કે આચરણોને એ ઘટનાનાં કારણ માનવાં ?–એના અન્વેષણમાં જે આચરણો વધારેમાં વધારે સ્વેચ્છાપ્રેરિત હોય તેમને જ કારણનું સ્થાન આપવું જોઈએ. બંદુકની અણીએ એક માણસ પોતાનું પાકિટ બીજાને આપી દે એ ઘટનાનાં બે આચરણોમાં બંદૂક ધરનારનું આચરણ વધારે સ્વયંપ્રરિત છે. માટે તે એ ઘટનાનું કારણ ગણાય; તાબે નથારનું આચરણ તો વશ થઈને થયેલું છે એટલે તેને કારણનું સ્થાન ન અપાય.[૧૫] ઇતિહાસની મોટી ઘટનાઓ– અમેરિકાનો આંતરવિગ્રહ, બે વિશ્વયુદ્ધો, ભારતના ભાગલા, વિયેટનામનું યુદ્ધ–ઇત્યાદિમાં કારણ કોને ગણવું ? એમાં સ્વેછાપ્રેરિત આચરણ કોનું અને કોને જવાબરૂપે આચરણ કર્યું ?–એનું અન્વેષણ ઇતિહાસનિરૂપકો કરે છે. અને એ અંગેના અભિપ્રાયોના મતભેદમાંથી જવાબદારી કોની, દોષિત કોણ–અર્થાત્ કારણ કોણ એ અંગેના મતભેદો ઉત્પન્ન થાય છે.

૧૫. Theories of History p. 57

પરંતુ વિજ્ઞાનમાં કારણોનો નિર્ણય જેમ 'મૂલ્યતટસ્થતા'થી કરવામાં આવે છે એવો આગ્રહ ઇતિહાસમાં પણ રાખવાનો હોય તો એમ કહેવું જોઈએ કે સ્વેચ્છાપ્રેરિત આચરણ એ લગભગ નૈતિક મૂલ્યથી અંકિત છે. સ્વેચ્છાપ્રેરિત આચરણનો હાર્ટ (Hart) અને હોનોરે (Honore')નો ખ્યાલ એવો છે કે તે વિવિધ રીતે વિચારતાં ઊણું કે દોષવાળું ન હોય. આ નિર્ણય કરવામાં તે તે આચરણનું નૈતિક રીતે મૂલ્યાંકન કરવું પડે, જો કે આડકતરી રીતે. તેથી કારણોના અભિપ્રાયોમાં જેઓ પસંદગીની આ કસોટી વાપરે છે તેમાં મૂલ્ય અંગેના અભિપ્રાયો અંતર્ગત હોય છે; પરંતુ આનો એવો અર્થ નથી કે કારણો અંગેના અભિપ્રાયો અને મૂલ્ય અંગેના અભિપ્રાયો એક જ છે.[૧૬] ડ્રેના આ વિધાનનું એવું તાત્પર્ય હશે કે કારણોમાં અંતર્ગત નૈતિક મૂલ્યો છે એમ માનવાની જરૂર નથી.

ઇતિહાસનો વિષય સ્વેચ્છાપ્રેરિત માનવ આચરણોથી બનતી ઘટનાઓ છે–એ જો સ્વીકારીએ તો ઇતિહાસનું વસ્તુ પોતે જ મૂલ્યાંકિત બને છે. બીજી બધી બાબતોની જેમ મૂલ્યો પણ ઇતિહાસનું વસ્તુ છે એ સ્વીકારવું જોઈએ.[૧૭] પણ આનો અર્થ એવો નથી કે ઇતિહાસનો અન્વેષક મૂલ્યો અંગેના પૂર્વગ્રહથી એ મૂલ્યો સાબિત કરવા ઇતિહાસને સાધન તરીકે વાપરે, અગર પોતાનાં અદ્યતન મૂલ્યોથી ઇતિહાસગત આચરણને મૂલવે એ પ્રામાણિક છે. અલબત મૂલ્યોની વિચારણામાં અને એના અંકનમાં ઐતિહાસિક માટે સર્વથા મૂલ્યશૂન્ય થવું શક્ય છે કે નહિ એ પ્રશ્ન છે.

જર્મન ઇતિહાસમીમાંસક ફ્રિડરિક માઈનેક (Friedrich Meineake, 1862–1954) 'ઇતિહાસમાં મૂલ્યો અને કારણતાઓ' (Values and Causalities)ના વિષય ઉપર તલસ્પર્શી અને માર્મિક વિચારણા કરી છે. એના અભિપ્રાયે કારણોનાં અને મૂલ્યોનાં અન્વેષણો એ ઇતિહાસ-વિજ્ઞાનની વર્તમાન અવસ્થાનાં બે મુખ્ય લક્ષણો છે. પરંતુ આ બન્ને અન્વેષણો અલગ–અલગ થઈ ન શકે. બન્ને એકબીજામાં એટલા બધા ઓતપ્રોત છે કે એક બીજા વિના સમજી શકાય નહિ. બન્ને એકબીજા ઉપર પ્રકાશ પાડે છે, એટલે એક કે બીજાને ઉવેખી શકાય નહિ, બન્નેને સમજવાં જોઈએ.

ઇતિહાસનું સીધું નિરીક્ષણ કરતાં માઇનેકને ત્રણ પ્રકારની કારણતાઓ દેખાય છે : mechanistic, biological, spiritual–moral.

૧૬. એજન, પૃ. ૫૮
૧૭. એજન, પૃ. ગ્૭

આ ત્રણનો ભાવાર્થ જડશક્તિજન્ય, જીવ (પ્રાણ) શક્તિજન્ય અને ચેતનાશક્તિજન્ય કારણતાઓમાં આવે અથવા ટૂંકમાં જડકારણતા, જીવકારણતા અને ચેતનાકારણતા શબ્દોથી સમજી શકાય. જડકારણતામાં કારણ અને કાર્યનું સંપૂર્ણ સમીકરણ છે. જેવું અને જેટલું કારણ તેટલું અને તેવું કાર્ય. જીવકારણતામાં દેખીતી રીતે કાર્ય કારણની પાર ઘણો મોટો વિકાસ પામે છે, જેમકે નાના બીજરૂપી કારણમાંથી મોટા વૃક્ષરૂપી કાર્ય થાય, કે ગર્ભબીજરૂપી કારણમાંથી સંપૂર્ણ ઘાટવાળું પ્રાણી કાર્યરૂપે વિકસે. ચેતના આનાથી યે વધારે જડકારણની જાળને તોડી બહાર નીકળે છે. વ્યક્તિની સ્વેચ્છાજન્ય અને પ્રયોજનસાધક પ્રેરણાઓ, જેનો જડશક્તિના કે પ્રાણશક્તિના નિયમોથી ખુલાસો થઈ શકતો નથી, તે માનવની પ્રવૃત્તિઓ ઉપર અસર પાડે છે અને એ રીતે જડ શક્તિજન્ય જાળને અવરોધે છે. અન્યથા તો આ જડશક્તિની જાળ આપણી બુદ્ધિને કોઈપણ અવરોધ રહિત સર્વવ્યાપી અને સતત ચાલતી દેખાય છે.૧૮

માઇનેક કહે છે; ચમત્કાર ઉપર ચમત્કાર! પ્રત્યેક કારણતા કોયડારૂપ છે, અને આપણી બુદ્ધિ એનો ખુલાસો કરી શકતી નથી. છતાં ખુલ્લા મનના વિદ્વાનના ચિત્ત ઉપર આ ત્રણમાંની પ્રત્યેક કારણતા ઇતિહાસગત જીવનના વાસ્તવિક બળ તરીકે મુદ્રિત થાય છે.૧૯

માઇનેકના કથનનું એ તાત્પર્ય લાગે છે કે ઇતિહાસને સમજવા આ ત્રણે બળોને ધ્યાનમાં રાખવા જોઈએ. જડવાદમાં ખેંચાઈ બધું જડશક્તિનું કાર્ય છે એવી ભૂલ ન કરવી જોઈએ. આ ત્રણે શક્તિઓ ઓતપ્રોત થઈ વર્તે છે.

ઇતિહાસની ઘટના સમુદાયરૂપ છે; આ સમુદાયના અવયવો માનવ-આચરણો છે. આ આચરણોના કર્તા માનવમાં પણ ત્રણ તત્ત્વો છે, જડતત્ત્વ ભૌતિકતત્ત્વ, જીવાતુ પ્રાણતત્ત્વ અને ચેતન તત્ત્વ. તેના આચરણોમાં પણ આ ત્રણ ઘટક તત્ત્વો છે; પરંતુ દરેક આચરણમાં ત્રણે તત્ત્વો સમાન શક્તિથી કામ કરતાં નથી, એમાં તારતમ્ય હંમેશા હોય છે. તેથી જે તત્ત્વ મુખ્ય વરતાતું હોય તે પ્રમાણે આચરણોમાં વર્ગ પાડી શકાય છે. સાંખ્યની પરિભાષા થોડાક ફેરફાર સાથે વાપરી એમ કહેવાય કે જેમાં જડ ભૌતિક મુખ્યપણે હોય તેને તામસિક, પ્રાણતત્ત્વ મુખ્ય હોય તેને રાજસિક અને ચેતનતત્ત્વ મુખ્ય હોય તેને સાત્વિક કે આત્મિક કહી શકાય (જો કે એ

૧૮. V. H. p. 268
૧૯. ibid. p. 268

યાદ રાખવું જોઈએ કે સાત્ત્વિક પણ સાંખ્યમાં જડ પ્રકૃતિનું જ લક્ષણ છે). ઇતિહાસની વિષયભૂત ઘટનાઓ પણ આ પ્રમાણે તામસિક, રાજસિક અને સાત્ત્વિક કહી શકાય; અને આવી અનેક ઘટનાઓના તાણાવાણાથી વણાતા, કાલમાં વિસ્તરતા ઇતિહાસપટના યુગોને પણ આ પ્રધાન–ગૌણના નિયમે અંકિત કરી શકાય.

આ જાતના ઇતિહાસપટને બરાબર સમજવા માટે માઇનેકે નિરૂપેલી ત્રણે કારણમાલાઓથી ઇતિહાસની ઘટનાઓને સમજવી જોઈએ. વસ્તુસ્થિતિ ઇતિહાસના અન્વેષકને એમ કરવાની ફરજ પાડે છે. એમાં જે જાતની ઘટનાઓનું એ અન્વેષણ કરે તેને અનુરૂપ કારણમાલા શોધવી પડે. જેમકે માઇનેક કહે છે કે અન્વેપક જો પ્રજાઓની દરિદ્રતા અને સંપત્તિનાં કારણો, રણભૂમિ ઉપર તેમના વિજયો અને પરાજયોનાં હેતુઓ શોધતો હોય તો તેની સામે એવી કારણમાલા ઊભી રહેશે કે જે એની પ્રક્રિયામાં જડ ભૌતિક શક્તિના નિયમોને આધીન હશે.

એ અન્વેષકને આ ત્રિગુણાત્મક બનાવો સ્ફટિકની જેમ ઘાટ પકડી માનવસમાજોના ભિન્ન ભિન્ન આકારોમાં પરિમણતા દેખાય, અને પોતાની નજર સમક્ષ તેમને પોતાની મેળે ઉદ્‌ભવતા, વિકાસ પામતા, આબાદ થતા અને ક્ષય પામતા જુએ ત્યારે તેને એવો મત બંધાય કે ઇતિહાસનું દરેક દૃશ્ય, સમગ્ર માનવજીવન પણ, આ સમવાયોના ધર્મોથી નિયંત્રિત છે. આ ધર્મો કે બળો વ્યક્તિની ઉપરવટના દેખાય છે. આ સમવાય ધર્મોને કેટલાક જડ શક્તિના નિયમોથી વર્તતા જુએ તો કેટલાક પ્રાણી-અવયવીની જેમ (organic) વર્તતા જુએ; એટલે કે પૂર્વ બીજમાંથી જન્મ પામતાં, આપોઆપ વિકસતા અને આપોઆપ ક્ષય પામતા સમજે. સ્પેંગ્લરની વિચારસરણી ઇતિહાસ પરત્વે આ જાતની હતી.

પરંતુ ઇતિહાસની ઘટનાના અન્વેષકને એક ત્રીજું તત્ત્વ હવે દેખાય છે. માનવનાં સ્વેચ્છાજન્ય આચરણો આ સમવાયોના પ્રવર્તનમાં વચમાં પડી તેમાં અંતરાયો નાંખે છે, તેમની દિશા બદલાવે છે, સમવાયોને ગાઢ બનાવે છે કે નબળા બનાવે છે. આ ત્રીજું બળ તે માનવનું ચેતન બળ છે, જે સ્વેચ્છાએ પ્રવર્તે છે. તે ઇતિહાસને એવી જટિલતા અને વિશેષતા અર્પે છે કે અપરિવર્તનીય નિયમોથી ઇતિહાસને સમજવાના સર્વ પ્રયત્નોને ઉપહસનીય બનાવે છે.[૨૦] ઇતિહાસની દરેક ઘટના ઉપર માઇનેક કહે છે

---

૨૦. V. H., pp. 168–69

તેમ આ ત્રણે કારણોની મુદ્રા પડેલી છે અને એ રીતે ઇતિહાસની મીમાંસા થવી જોઈએ.

પરંતુ ઇતિહાસમાં–ગતજીવનમાં જે મૂલ્યો ઉદ્ભવ્યાં છે તે જડમાંથી નહિ પણ ચેતનમાંથી ઉદ્ભવ્યાં છે. આ ચેતનપ્રેરિત ભાવોએ અને આચરણોએ પહેલા બે પ્રકારની કારણનિયતિને વશ ન થતાં માનવસમાજમાં મૂલ્યો પેદા કર્યા છે. ઇતિહાસના અભ્યાસમાં, માઇનેકના મતે, આ મૂલ્યોનો અભ્યાસ સૌથી વધારે મહત્ત્વનો છે. એને મતે ઇતિહાસના અભ્યાસનું આકર્ષણ પણ આ મૂલ્યોના પ્રાદુર્ભાવમાં છે. એથી ઐતિહાસિક પોતાના ચેતનને પૂર્વજોના ચેતન સાથે અનુસંધીનમાં જોઈ શકે છે.

એના મતે ઇતિહાસના આલેખનમાં પાઠ લેવાની, દાખલા શોધવાની શિખામણ લેવાની ઇચ્છા એ ભૂંસી ન શકાય એવી પાયાની પ્રેરણા છે.[૨૧] પરંતુ એ ચેતવે છે કે એમાં જ ઇતિહાસવિદ્યાની પ્રમાણતાને મોટામાં મોટું જોખમ છે; કારણ કે આ ઇચ્છામાંથી ઇતિહાસને પોતાની વૃત્તિને અનુકૂલ થાય એ રીતે વિકૃત કે વક્ર કરવામાં આવે અથવા આદર્શીકરણ કરવામાં આવે અથવા ખોટી રીતે રજૂ કરવામાં આવે.[૨૨]

મૂલ્યોના લાગણીવેડાની ભ્રમમાં ન પડી જવાય માટે કારણતાના આધારે જ મૂલ્યો જાણવાં આવશ્યક છે. આ માટે માઇનેકે સૂત્રાત્મક રીતે કહ્યું છે કે no causalities without values, no values without causalities મૂલ્યો વિના કારણતાઓ નહિ, અને કારણતાઓ વિના મૂલ્યો નહિ.[૨૩] અર્થાત્ કે પ્રમાણપુરઃસર સિદ્ધ થયેલી ઘટનાઓમાંથી મૂલ્યો–કાર્યકારણના સંબંધથી પ્રાદુર્ભૂત થતાં મૂલ્યો જ–ઇતિહાસના અન્વેષકને ખપે. પોતાના મૂલ્યોને ગમે તેમ કરી ઇતિહાસમાંથી ઠોકી બેસાડવાની કે તારવવાની પદ્ધતિ ઐતિહાસિકની ન હોય.

આ સાવચેતી આપી માઇનેક ઇતિહાસમાં મૂલ્યોનો મહિમા કરે છે. એના મતે કલ્ચર કે જીવનરીતિ જે આ મૂલ્યો પ્રકટ કરે છે તેનો ઇતિહાસ એ ઐતિહાસિકનો મુખ્ય વિષય હોય.[૨૪] તાત્પર્ય એ છે કે ચેતનાએ પ્રકટ કરેલાં મૂલ્યો જે જીવનમાં જીવવાનાં છે તેનાં મૂળ પહેલાં બે પ્રકારની જડ-

૨૧. એજન, p. 183
૨૨. એજન, p. 245
૨૩. એજન, p. 276
૨૪. એજન, p. 278

ભૌતિક અને પ્રાણશક્તિની કારણતાઓમાં છે; અને આ જ કોયડો ઐતિહાસિકે ઉકેલવાનો છે.[૨૫]

આ મૂલ્યોનું સેવન વ્યવસ્થિત રાજ્ય ( State )માં જ થઈ શકે છે; અને તેથી એનું સંસ્કૃતિના ઇતિહાસમાં મહત્ત્વ છે. પણ એથી શું રાજ્ય એ સૌથી મહત્ત્વનું સાંસ્કૃતિક મૂલ્ય છે? હેગેલ વગેરેનો એવો મત હતો, પણ માઇનેક એ સ્વીકારતો નથી. એને મતે શુદ્ધરૂપમાં ધર્મભાવના (religion) (આપણે એને શું આધ્યાત્મિકતા કહીએ ?) અને કલાના ઉચ્ચતમ આવિષ્કારો એ ઉચ્ચતમ સાંસ્કૃતિક મૂલ્યો છે. બીજા સ્થાને આવે ફિલસૂફી અને વિજ્ઞાન.[૨૬]

આની સામે એવો પ્રશ્ન થાય કે આમ માનવામાં ચિંતનાત્મક અને આધ્યાત્મિક પ્રવૃત્તિઓની તરફેણમાં માનવના કર્મપ્રધાન અને ઉત્પાદક જીવનને ઉતારી પડાતું નથી? જીવનથી નાસી છૂટવાની વૃત્તિને જીવનને ઘડનારી પ્રવૃત્તિ કરતાં ઊંચું સ્થાન આપવું?[૨૭] આનો કોઈ સાદો હા કે નામાં ઉત્તર આપી શકાય નહિ. આમાં મૂલ્યો એકબીજા સાથે કેવા ગૂંથાઈ જાય છે એનો દાખલો છે માનવ જીવનનું લક્ષ્ય, મૂલ્યની ભાવનાઓનો સાક્ષાત્ કરવાની છે, અને તે સુવ્યવસ્થિત રાજ્યમાં જ સંભવે. પણ રાજ્ય તો અર્થમૂલક છે, ભૌતિક બળોને અધીન છે. એટલે કેટલાક વિચારકો આદર્શ રાજ્યોની કલ્પનાઓ કરે છે. અને એ કલ્પનાઓ ઇતિહાસ ઘડવામાં બળરૂપ પણ બને છે. જેમણે સ્વતંત્રતા (liberty) સમાનતા ( equality ) અને બંધુભાવ (fraternity) વાળો માનવસમાજ કલ્પ્યો તેઓ સ્વપ્નદ્રષ્ટાઓ જેવા હશે, પણ તેમની ભાવનાઓએ ઇતિહાસને ઘડયો છે અને ઘડે છે. આ કારણથી માઇનેક રાજકીય ઇતિહાસને માનવજીવનની નજીકમાં નજીક ગણે છે. કારણ કે એમાં કુદરત ( nature ) અને સંસ્કૃતિ ( culture ) એકબીજાની અંદર પ્રવેશે છે. રાજ્ય ભલે સંસ્કૃતિના ઉચ્ચતમ વિજયો પ્રાપ્ત કરતું નથી, પણ કુદરત સામે સંસ્કૃતિના યુદ્ધનો પ્રભાવ પાડે એવું દૃશ્ય તે રજૂ કરે છે.

માઇનેકના મતે પ્રથમ ધ્યેય જો કે માનવ પોતાના વ્યક્તિત્વને આધ્યાત્મિક અને નૈતિક રીતે ઉન્નત કરે એ છે, પણ ઉપરની રાજ્યની

૨૫. એજન, p. 283
૨૬. એજન, p. 285
૨૭. એજન, p. 285

છે તેની ગણત્રી કરવાનો ચાલ પ્રમાણમાં ઓછો હતો. તદુપરાંત ઉત્પત્તિ, સ્થિતિ અને લયનાં અસંખ્ય આવર્તનો ગણવામાં આવતાં અને તેથી પહેલાં બનેલી ઘટનાઓનાં આવર્તનો ચાલ્યા કરે છે એમ મનાતું; અને તેને અનુરૂપ કથાઓ યોજવામાં આવતી. આ કથા પૈકી કેટલાક ચિરંજીવ ઋષિમુખે કીડીના રાફડામાં ફરતી કીડીઓ જેટલા ઇન્દ્રો થયા હતા અને તેમણે રચેલી સૃષ્ટિઓ પણ અગણિત હતી એ ઘણી જાણીતી કથા છે. આ પ્રકારની काल क्रीडति गच्छत्यायुः ની તાત્ત્વિક માન્યતા ધરાવનાર લોકોમાં અત્યારે જે પ્રકારની એક રેખા પર ગતિ કરતા કાળનાં એંધાણ પારખીને ઇતિહાસ આલેખનની વૃત્તિ દેખાય છે તેવી ઇતિહાસ પરત્વે વૃત્તિ ન હોય એ આશ્ચર્યજનક નથી.

ભારતીય તાત્ત્વિક દૃષ્ટિની આ વિશિષ્ટતાએ આજના ઇતિહાસના કાલક્રમાદિનો અંગીકાર કે આવિર્ભાવ સ્વીકાર્યો ન હતો અને તેથી અત્યારે જેને ઇતિહાસ ગણવામાં આવે છે તે જાતનું સાહિત્ય રચવાની વૃત્તિ ન હતી, તેથી ભારતીય પ્રજામાં ઇતિહાસ અને ઐતિહાસિક દૃષ્ટિનો અભાવ છે એવા વિચારનો ઘણો પ્રચાર ચલાવવામાં આવ્યો છે. ઇતિહાસ લિખિત પુરાવા તથા યોગ્ય સાક્ષીય આદિનો સ્વીકાર કરીને ચાલે છે, આ જાતના લિખિત પુરાવાઓ, યોગ્ય સાક્ષ્ય, આદિ ઇતિહાસમાં મહત્ત્વની ગણાતી દૃષ્ટિનો ભારતીય જીવનમાં અભાવ હતો એવી આત્યંતિક વિચારસરણી પણ યથાર્થ નથી. આપણી પરંપરાનાં સ્મૃતિ શાસ્ત્રો ધર્મના પાદ તરીકે શબ્દપ્રમાણ, લોકવ્યવહાર, સંતવ્યવહારાદિ ગણાવીને આત્મતુષ્ટિનો બોધ કરે છે ત્યારે એ પ્રમાણોમાં શબ્દ, વ્યવહાર ઇત્યાદિ ઐતિહાસિક દૃષ્ટિને અભાવે અશક્ય ગણાય અને ન્યાયાલયમાં સાક્ષી તપાસવાની, પુરાવાઓ જોવાની ઇત્યાદિ પરંપરા કોઈ પણ બનાવ કેમ બન્યો તેની યથાતથ પરીક્ષા કરવા માટે જરૂરી બુદ્ધિશક્તિનો પરિચય કરાવે છે. તેથી ભારતીય વૃત્તિ આધુનિક ઢબના ઇતિહાસના આવિર્ભાવના અભાવનું કારણ છે એમ લાગે છે. એ વૃત્તિ તત્ત્વજ્ઞાન પર પણ આધાર રાખતી હોવાનું સમજાય છે. આ તાત્ત્વિક દૃષ્ટિ છોડીને જ્યારે ઇતિહાસ પરંપરામાં જુદી જુદી વસ્તુઓની ઉત્પત્તિ સ્થિતિ અને લય ઇત્યાદિની ચર્ચા થતી જોઈએ ત્યારે તેમાં બે પરંપરા સ્પષ્ટ દેખાય છે; તેમાંની એક સેશ્વર પરંપરા છે અને બીજી નિરીશ્વર. આ પૈકી સેશ્વર પરંપાર જ્યારે બળવાન હતી ત્યારે ઈશ્વરને જગતના સ્રષ્ટા, ધાતા અને સંહર્તા તરીકે ગણીને તેમાં માનવ પ્રયાસોને ગૌણ ગણીને તેનું માહાત્મ્ય ઓછું આંકવામાં આવતું. આ સેશ્વર પરંપરા જુદા જુદા દેશો અને પ્રજામાં વિવિધરૂપે દેખાતી.

સેશ્વર અને નિરીશ્વર પરંપરા ભારતીય સેશ્વર પરંપરા, બીજા દેશોની સેશ્વર પરંપરા સાથે કેટલુંક સામ્ય ધરાવે છે. તેથી ઈશ્વરે જગત અને જીવ પેદા કર્યાં અને તેની લીલા પ્રમાણે વ્યવહાર ચાલે છે એ ભારતીય માન્યતા જગતના બીજા ધર્મોની વિવિધ માન્યતાઓ સાથે ઘણું સાદશ્ય ધરાવતી હોવાં છતાં, તેમાં કેટલોક ભેદ સ્પષ્ટ દેખાય છે. આ સેશ્વર પરંપરાનો વિરોધ કરતી નિરીશ્વર પરંપરાઓ પણ લાંબા વખતથી ચાલુ છે. પરંતુ આ નિરીશ્વર પરંપરાનું બળ ધીમે ધીમે વધતું ચાલ્યું. યુરોપમાં આ બળ ગઈ સદીમાં ઘણું વધ્યું, અને આપણા યુરોપીય સંપર્કને લીધે તેની એસર આપણા દેશમાં ખાસ કરીને ગઈ સદીથી ઘણી જોવામાં આવે છે. નિરીશ્વર પરંપરામાં પ્રકૃતિલીલાને જ કેન્દ્રસ્થાને રાખીને મનુષ્યની ઉત્પત્તિ, તેનો વિકાસ, તેની પ્રવૃત્તિ વગેરે પ્રશ્નોને પ્રકૃતિના આવિર્ભાવ તરીકે તપાસવાની પ્રક્રિયા પેદા થઈ. આ પ્રક્રિયાને ઇતિહાસ ગણવાની વૃત્તિ વધી.

તેથી નિરીશ્વરવાદી પરંપરાને ઇતિહાસની વધુ નજીક ગણવાની પ્રણાલિકા ચાલુ થતાં ભારતના નાસ્તિક સંપ્રદાયોમાં પ્રવર્તતી માન્યતાઓને ઘણું મહત્ત્વ આપવાની વૃત્તિ ચાલુ થઈ. તેથી બૌદ્ધ તેમ જ જૈન પરંપરામાં ઇતિહાસનું તત્ત્વ ઘણું છે અને તેના પ્રમાણમાં બીજી ભારતીય પરંપરાઓમાં એ તત્ત્વ ઓછું છે એમ મનાવતાં ઘણાં લખાણો થયાં છે. આજનો ઇતિહાસ નિરીશ્વર પરંપરામાં, પ્રકૃતિલીલામાં માને છે અને તેથી તે માનવેતર યોનિની અસરોને ચમત્કારાદિ પ્રવૃત્તિને લક્ષમાં લેવાનો ઇન્કાર કરે છે, અને તેથી ઇતિહાસનું આલેખન નિતાંત પ્રકૃતિલીલા અને માનવપ્રવૃત્તિ દર્શાવે છે. એ દર્શનમાં પ્રત્યક્ષ અને શબ્દપ્રમાણ ગ્રાહ્ય રખાય છે. શબ્દપ્રમાણમાં લિખિત શબ્દપ્રમાણ અણલિખિત કરતાં વધુ બળવાન ગણાય છે. શબ્દપ્રમાણ અને પ્રત્યક્ષનો વિરોધ હોય ત્યારે પ્રત્યક્ષ અને તેના આધારે ચાલતું અનુમાન વધારે બળવાન ગણાય છે. તેથી શબ્દપ્રમાણ જો પ્રત્યક્ષને અનુરૂપ ન હોય તો તે પ્રમાણ વધુ નિર્બળ ગણવાની વૃત્તિ અત્યારે ઇતિહાસમાં સર્વત્ર દેખાય છે.

આમ તાત્ત્વિક દષ્ટિએ ઇતિહાસે પાસું બદલેલું હોઈ અનુમાનમાં આજની બુદ્ધિ 'પહેલાં આવું હતું' એ સ્વીકારતાં પહેલાં એનાં પ્રત્યક્ષ શબ્દ અને અનુમાનનાં પ્રમાણોમાં ઊતરે છે. અને એ પ્રમાણોની કસોટીએ ટકી રહે, અને એનાથી જેટલો સમજાય તેટલો જ ઇતિહાસ સ્વીકારવા તૈયાર થાય છે. તેથી ઇતિહાસની ઘટના માત્ર માન્યતા પર આધાર રાખવાને બદલે સપ્રમાણ દલીલો અને પુરાવાઓ પર આધાર રાખે છે. જ્ઞાનની આ પરિસ્થિતિને

લીધે આજની ઇતિહાસસાધના તેના સાધનોમાં અવશિષ્ટ પ્રાકૃતિક પદાર્થોને ગણે છે અને તેની અવિરત શોધ કરે છે.

આ શોધ અનેક ક્ષેત્રોમાં ઇતિહાસાલેખનમાં દેખાય છે: સાહિત્યના ઇતિહાસમાં જૂની હસ્તપ્રતોની શોધ, તેમાંયે લેખકે જાતે લખેલી હસ્તપ્રતનું માહાત્મ્ય સાહિત્યાલેખનના પ્રાકૃતિક નમૂનાઓની તપાસ હોવાનું સ્પષ્ટ થાય છે. આ હસ્તપ્રતાદિના નમૂનાઓને બળે જૂના ભુલાયેલા લેખકો, કવિઓ વગેરેની સ્મૃતિ તાજી રાખવાના આપણે પ્રયાસ કરીએ છીએ, અને તેમાંયે મૂળ લેખકના કયા વિચારો હતા, તેણે કયા શબ્દો વાપર્યા હતા ઇત્યાદિ બાબતોની ચર્ચા તેની હસ્તપ્રત અર્થાત્ પ્રાકૃતિક ગ્રંથ પર આધારિત છે; જ્યારે પ્રાણીઓ, વનસ્પતિ વગેરેનો ઇતિહાસ તપાસવાનો પ્રયાસ કરવામાં આવે છે ત્યારે તેના અશ્મીભૂત અવશેષોને શોધી કાઢીને તેની મદદથી તે ઓળખાય છે. માનવ-ઇતિહાસ પણ આ જ રીતે માનવ પ્રવૃત્તિની અવશિષ્ટ એંધાણીઓ શોધીને તેના પર આધાર રાખીને આલેખવામાં આવે છે. આમ આજની ઇતિહાસા-રાધના પ્રાકૃત્તિક પદાર્થો શોધીને તેને સંગ્રહીને તેનું અધ્યયન કરીને ચાલે છે. તેની એક અસર આજના લોકો પોતાના વિચારોને અનુકૂળ ટાઈમ કેપ્સુલ જમીનમાં દાટે છે તેમાં સ્પષ્ટ વર્તાય છે.

પ્રાકૃતિક પ્રમાણો સ્થાનિક પ્રકારનાં હોય છે તેથી તે મુખ્યત્વે સ્થાનિક ઇતિહાસનાં પોષાક હોય છે. આવાં પ્રમાણો વધારે સ્થળોએથી મળતાં સ્થાનિક ઇતિહાસ પ્રાદેશિક, રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય કક્ષા ધારણ કરીને વિશ્વના ઇતિહાસના વિવિધ અંશો સ્પષ્ટ કરતો હોય છે. તેથી ઇતિહાસમાં પુરાવાઓની શોધ એ સ્થાનિક પ્રક્રિયા છે. તેનું સંકલન કરીને તેનું આલેખન કરતાં વિવિધ પ્રકારના પ્રાદેશિક તથા રાષ્ટ્રીય ઇતિહાસો બનતા હોય છે.

આ રીતે થતી શોધને આધારે મળતા પદાર્થોને ઇતિહાસના પુરાવા ગણીને તેની મદદથી આપણે ત્યાં ઇતિહાસને નામે ચાલતી 'પહેલાં આવું હતું' એ દર્શાવતી વાર્તા, કથા, ઇતિહાસ આદિ તપાસવાની પ્રક્રિયા એક બાજુએ ચાલે છે, તો બીજી બાજુએ આવાં થોડાં સાધનોની મદદથી કલ્પના તરંગે નાની મોટી વાતો ટૂંકી વાર્તાઓ અને નાટકો, નવલકથા ઇત્યાદિ લખવાની પ્રક્રિયા જોર પકડે છે. આ બન્ને પ્રકિયાઓમાં પ્રથમ પ્રક્રિયા વિશ્લેષણાત્મક અને બીજી સંયોજનાત્મક છે. પરંતુ બીજી પ્રક્રિયા ઇતિહાસના પુરાવાઓને સંપૂર્ણ વળગી રહેતી નથી તેથી તે માત્ર શબ્દપ્રમાણ જેવી કાલ્પનિક બની જાય છે. તેની લોકોમાં ઘણી મોટી અસર થાય છે અને

તેનાથી તેવી કથા લખનાર લેખકને જાણે-અજાણ્યે ઇતિહાસકારની પ્રતિષ્ઠા મળી જાય છે. આવા લોકો ઇતિહાસનાં તત્ત્વો ન સમજનાર વર્ગમાં ઇતિહાસજ્ઞો અને એ તત્ત્વના જ્ઞાતા વર્ગમાં કથા લેખકો તરીકે પોતાની જાતને ગણાવીને ઉભય પક્ષે યશભાગી બનવાનો પ્રયાસ કરતા હોય છે. સામાન્ય લોકોમાં તેમણે પ્રવર્તાવેલા વિચારો પરત્વે કેટલોક અહો ભાવ હોય છે, પરંતુ આ વિચારોની પરીક્ષાથી લેખકની મર્યાદા સ્પષ્ટ થાય છે.

ઇતિહાસની તપાસમાં હમણાં જણાવ્યું તેમ પ્રમાણોની તપાસ અને તેની શુદ્ધિ તથા સત્યની અહર્નિશ શોધમાં લિખિત સાધનો પૈકી શિલાલેખો, તામ્રપત્રો, મુદ્રાઓ તથા વિવિધ વાસણો પરનાં લખાણો ઈત્યાદિની તપાસ આપણે ત્યાં ચાલતી દેખાય છે. આ તપાસને પરિણામે જે નવી માહિતી પ્રાપ્ત થાય છે તેનાથી પરંપરાગત ઇતિહાસની કેટલીક માન્યતાઓ બદલાતી રહે છે. છેલ્લાં સોએક વર્ષમાં થયેલી તપાસથી આ બાબતમાં ઘણી માહિતી મળી છે. પરંતુ અત્યારે પણ શશ ભટ્ટાર્ક જેવા નવા રાજાઓ કે કથિક સંવત્સર જેવા નવા સંવત્સરો મળી આવે છે અને આપણા ભૂતકાળના જ્ઞાનરાશિમાં તેનાથી કેટલોક નવો વિચારપ્રવાહ જન્માવે છે. આ પ્રમાણોના સુવ્યવસ્થિત અભ્યાસે ગુજરાતમાં હજુ જોઈએ તેટલો વેગ પકડયો નથી એવું વિધાન આ વિષયના જ્ઞાતાઓની અત્યલ્પ સંખ્યા જોતાં સત્યની વધુ નજીક હોવાનું સ્પષ્ટ થશે.

જો લિખિત સાધનોની તપાસ ઇતિહાસના કેટલાક અંશો સ્પષ્ટ કરે છે તો તેનાં અલિખિત પ્રમાણોની તપાસ ઇતિહાસનાં અનેક પાસાં પર મહત્ત્વનો પ્રકાશ ફેંકે છે. અલિખિત પ્રમાણોમાં માનવપ્રવૃત્તિનાં સ્થળો જેવાં કે છાવણી, નેસ, કર્વટ, ગામ, નગર વગેરેની તપાસ અને તે સ્થળેથી મળતાં માનવકૃત સાધનો માટી, પશુપંખીના અવશેષો ઇત્યાદિ અનેક પદાર્થોનો સંચય અને તેનો વિવિધલક્ષી અભ્યાસ મહત્ત્વનો છે. આ કાર્ય પુરાવસ્તુવિદો કરતા હોય છે. એ તપાસથી જુદે જુદે સ્થળેથી જુદા જુદા સમયમાં માનવપ્રવૃત્તિનાં એંધાણ મળતાં હોય છે. પરંતુ આ તપાસમાં જે તે સમયમાં પ્રવર્તતા વિચારોનું બળ સ્પષ્ટ દેખાય છે. આપણો ઇતિહાસ ઘણો જૂનો છે એ બતાવવાની આપણી વૈચારિક ભૂમિકાને લીધે ઘણી જૂની વસ્તુઓ શોધી કાઢીને કૃતકૃત્યતા અનુભવાય એવો ખ્યાલ પ્રાગ્-ઇતિહાસને સમર્થન આપે છે. આ જ વિચારને પરિણામે જ્યારે મોહન્જે-દડો, હડપ્પા

જેવાં નગરો પરરાજ્યને આધીન થયાં ત્યારે ભારતમાં એ સંસ્કૃતિનાં સ્થળો શોધી કાઢવાની જે વૃત્તિ જન્મી તેને પરિણામે પુરાવસ્તુના અભ્યાસીઓની દોડ પણ તામ્રાશ્મકાળનાં રહેઠાણો અને તેમાંથી પ્રાપ્ત વસ્તુઓ મેળવવા તરફ જ રહી અને તે ક્ષેત્રમાં કામ કરનારને પ્રતિષ્ઠા પણ પ્રાપ્ત થઈ.

આવી એકાંગી દોડને પરિણામે પુરાવસ્તુવિદ્યા માત્ર પ્રાગૈતિહાસિક કે તામ્રાશ્મયુગની શોધ પૂરતી મર્યાદિત હોય એવો આભાસ થયો છે. આ આભાસને જ્યારે માનવોની વસાહતો અને તેની પરથી મળતાં અલિખિત સાધનોની સાથે સરખાવીએ તો આપણને તરત જ સમજાશે કે આપણી ચારે બાજુએ માણસોની પ્રવૃત્તિનાં એંધાણ સૂચક અને આજે નિરુપયોગી લાગતી અનેક ઈમારતો અને વસ્તુઓ પડેલી છે. આ તમામ સ્થળો અને વસ્તુઓમાં માનવ ઇતિહાસ છુપાયલો છે. તેની કાલગણના કરતાં તે છેલ્લાં થોડાં વર્ષો પહેલાંથી શરૂ કરીને આજના હિસાબે આશરે ૨૬ લાખ વર્ષ સુધી પહોંચતો દેખાય છે. જેમ તેનો સમય અત્યારના કાળથી નજીક, તેમ તેની કીંમત ઓછી એવી માન્યતા ખોટી હોવાનું જુદા જુદા ભાગોમાં થયેલી તપાસ પરથી સમજાય છે. પુરાવસ્તુના અભ્યાસને પરિણામે નજીકના તથા દૂરના ભૂતકાળના અનેક પાસાંઓ પર મહત્ત્વનો પ્રકાશ પાડે છે. તેથી ગઈ સદીથી આરંભીને ભૂતકાળની વિવિધ કક્ષાઓએ તેનો ઉપયોગ કરવાથી ગુજરાતના ઇતિહાસના ઘણા કોયડા ઉકેલવામાં સરળતા થશે એ નિશ્ચિત છે. એમ મધ્યકાળની કહેવાતી ચાંપાનેરની વસાહત પર કરેલા પ્રયોગો પરથી જે નવી માહિતીનો સંચય થયો છે અને ઘણી સંભાવનાઓ તપાસી શકાઈ છે તે પરથી સ્પષ્ટ થાય છે.

ચાંપાનેર અને પાવાગઢ પર પુરાવસ્તુની દૃષ્ટિએ કરવામાં આવેલી તપાસને પરિણામે ચૌહાણ રાજપૂતોનું નગર, તેનો કિલ્લો, અને તેની અંદરનાં કેટલાંક સ્થાનો સ્પષ્ટ થતાં પંદરમી સદીના અંત ભાગમાં અને સોળમી સદીના પૂર્વાર્ધમાં ત્યાં જે વિકાસ થયો હતો તે સ્પષ્ટ થાય છે. અને ત્યાંની નગર-રચનામાં વપરાયેલી વિચારશ્રેણી, તથા તેનાં શસ્ત્રાસ્ત્રો તથા ઘરવપરાશની અનેક વસ્તુઓ પર ઘણો મહત્ત્વનો પ્રકાશ પડ્યો છે. તદુપરાંત ચાંપાનેર ચાંપા વાણિયાએ કે ચંપા ભીલે વસાવ્યું હતું એ માન્યતા પણ ફેરવવી પડે એવી પરિસ્થિતિનું નિર્માણ થયું છે. ગુજરાતના લોકોનો એ યુગમાં સુદૂર પૂર્વના ચીન, બ્રહ્મદેશ જેવા પ્રદેશો સાથે સારો સંબંધ હોવાનાં એંધાણ પણ પ્રાપ્ત થયાં છે, તેમ જ સ્થાનિક લોખંડનો ઉદ્યોગ કેવી રીતે ચાલતો

તે બાબત સારી માહિતી મળી છે. મધ્યકાળના ઇતિહાસમાં તેનાથી નવી દિશા ઊઘડતી દેખાય છે, અને કેટલીક બાબતોમાં બાબરનામા જેવા ગ્રંથમાં ભારતમાં દેખાતી ઊણપોની નોંધ બાબર જેવા વિચક્ષણ બાદશાહે જોઈ હતી, તે ઊણપોનો ગુજરાતમાં અભાવ હતો એમ દેખાય છે.

આમ પ્રત્યક્ષ અવશેષોનો અભ્યાસ મધ્યકાળની નગરરચના તેમ જ સામાજિક અને ઔદ્યોગિક પરિસ્થિતિ પર નવો પ્રકાશ પાડતો હોય તો બીજી બાજુ આ અભ્યાસ આપણી કેટલીક માન્યતાની ફેરવિચારણા જરૂરી બનાવે છે. આ બાબતોમાં દૃષ્ટાંતરૂપે ધોળકાના બે દાખલા પૂરતા થશે. આપણે ત્યાં આ ગામ ધવલનાં નામ પરથી ધોળકા કહેવાયું એ જ્ઞાન પ્રબંધ સાહિત્યે પૂરું પાડેલું. "આનાકનો લવણપ્રસાદ નામનો પુત્ર થયો...પોતાના પિતામહ ધવલના નામ પરથી ધવલક્ક (હાલનું ધોળકા) ગામ વસાવી ત્યાં રાજધાની સ્થાપી." એમ દુર્ગાશંકર શાસ્ત્રીએ નોંધ્યું છે. આ ઇતિહાસની સાથે ધોળકામાં ઈ. સ. ની શરૂઆતનાં ગામના અવશેષો મળી આવ્યા છે એ હકીકતને મેળવતાં જૂની પરંપરાના વિચારો સાથે આ નવા વિચારોનો મેળ ખાતો નથી એમ સ્પષ્ટ થતાં જૂની માન્યતા ફેરવવાની જરૂર પડે છે.

આ રીતે "ન્યાય જોવો હોય તો મલાવ તળાવ જુઓ" એ માત્ર લોકોક્તિ રહી નથી પરંતુ આખાયે ગુજરાતના બાળકોને ન્યાયપ્રિયતાના પાઠ પઢાવવા માટે વપરાતો સરકારમાન્ય ઇતિહાસ છે એમ માનવાને વાંધો નથી. પરંતુ મલાવ તળાવનો વ્યવસ્થિત અભ્યાસ આ લોકોક્તિના કોઈ અંશને ટેકો આપતો દેખાતો નથી. તેથી આપણી આ માન્યતા બાબત વિચારણા ફેરવવી પડે છે. પરંતુ જૂની માન્યતાની જડ ઘણી મજબૂત હોય છે અને તે સત્યનો અનાદર લાંબો વખત સુધી ચાલુ રાખે છે એટલું જ નહીં પણ તેની વિરુદ્ધ જતા પુરાવા દબાવવા, અને તેનો વિરોધ કરવો એ વૃત્તિ પણ લાંબો સમય ચાલુ રાખે છે. તેથી ઇતિહાસનાં વિવિધ અંગોની તપાસને પરિણામે પલટાતી જતી પરિસ્થિતિનો પ્રચાર થતાં ઘણો સમય છે. સમયનો ગાળો અનેક પ્રકારના વિચાર-સંઘર્ષનો જનક છે. આ વિચારોનો સંઘર્ષ પ્રમાણો પર આધાર રાખતો હોઈ તેની પરીક્ષા, ચર્ચા-વિચારણા વગેરે ચાલતી રહે એ ઇષ્ટ છે. પરંતુ આ સંઘર્ષ વૈયક્તિક મહત્તા સ્થાપવામાં તથા આક્ષેપ પ્રત્યાક્ષેપમાં ઊતરી પડે ત્યારે તેની મનોદશા ઘણી હલકી કોટીની બની જાય છે. એ બાબત અંગુલિનિર્દેશ કરવો ઇષ્ટ છે. આ વૃત્તિથી ઇતિહાસના અભ્યાસને હાનિ પહોંચે છે તે પણ એટલી જ સ્પષ્ટ હકીકત છે.

હાલમાં જણાવ્યું તે પ્રમાણે ઇતિહાસની માન્યતાઓમાં જ અત્યારની દૃષ્ટિ અને તપાસ ફેરફાર કરે છે એટલું જ નથી. પરંતુ આપણી સેશ્વર પરંપરાની પૌરાણિક માન્યતા પર પણ એની ઘણી અસર પડે છે. તે પૈકી એક અસર કાલમાનના શબ્દો પર પડતી દેખાય છે. આપણે ત્યાં તમામ ઇતિહાસ ગ્રંથોમાં વેદ–કાળ, બ્રાહ્મણ–કાળ, ઉપનિષદ–કાળ, પુરાણ–કાળ, ઇત્યાદિ રીતે કાળગણના કરવાની એક પરંપરા ગઈ સદીથી શરૂ થઈ અને તે અદ્યાપિ ચાલુ છે. તે પૈકી "પૌરાણિક–યુગ" એ શબ્દની તપાસ કેટલીક મહત્ત્વની સામગ્રી આપણી સમક્ષ રજૂ કરે છે.

પુરાણોમાં વર્ણવેલી કથાઓ, રાજાઓ અને પ્રસંગો પુરાણકાલીન છે, અને એ કાળ ઘણો જૂનો છે એવો એક દૃઢ મત આપણે ત્યાં ચાલ્યો. એને પરિણામે રત્નમણિરાવ ભીમરાવ જોટે તથા માનશંકર પીતાંબર મહેતા જેવા વિદ્વાનોએ પુરાણોની મદદથી જ્ઞાતિ અને સ્થળોનો ઇતિહાસ આપવાના વિશદ, પ્રશસ્ય પ્રયત્નો કર્યા. આ પ્રયત્નોને જ્યારે અત્યારની પ્રમાણ પદ્ધતિએ તપાસવાનો પ્રયત્ન કરીએ છીએ ત્યારે તેમાંથી નવું જ ચિત્ર ઉત્પન્ન થતું લાગે છે.

આ બાબત રત્નમણિરાવનો "ખંભાતના ઇતિહાસ"નો પ્રયત્ન જોવા જેવો છે. તેમણે સ્તંભતીર્થને ઘણી પ્રાચીનતા આપી અને દેવ તથા અસુર સંસ્કૃતિ માટે સારા નિબંધો લખ્યા. પરંતુ તેમણે વાપરેલા પુરાણમાં આવેલાં તીર્થસ્થાનોનો પ્રત્યક્ષ અભ્યાસ સ્પષ્ટ કરે છે કે આ પુરાણની રચના સોળમી સદી પહેલાંની નથી અને તે સત્તરમી સદીમાં રચાયું હોય એવો સંભવ કાઢી નાખવા જેવો નથી. તેમાં આપેલાં તીર્થોની ચોકસાઈ, તેમાં વર્ણવેલી ભૌગોલિક પરિસ્થિતિ અને વર્ણવેલા કેટલાક સામાજિક રિવાજોની સચ્ચાઈ એ પુરાણના લેખક કોઈ નારદીય બ્રાહ્મણ કે તેના પ્રશંસકો માટે માન પેદા કરે છે. પરંતુ તેમાં આપેલી તીર્થમાહાત્મ્યની કથાને ઘણા પ્રાચીન સમયનો ઇતિહાસ ગણવાનો પ્રયાસ પ્રત્યક્ષ વસ્તુઓની પરીક્ષાથી ટકતો નથી. અને તેથી આવા ગ્રંથોને ઇતિહાસના પુરાવા તરીકે વાપરવાની વિચારસરણીમાં મૂલગત ફેરફાર જરૂરી હોવાનું સમજાય છે.

આ જ પ્રમાણે માનશંકર પીતાંબર મહેતાએ નાગરખંડ નામનો નાગર જ્ઞાતિના ઇતિહાસના અંશો સાચવતો, તથા વડનગરનાં તીર્થો વગેરેની સારી માહિતી આપતો સ્કંદપુરાણાન્તર્ગત ખંડ વાપર્યો હતો. તેના કાળ-નિર્ણય પરત્વે વડનગરમાં આવેલાં તીર્થાદિની તપાસ કરવાની પદ્ધતિને બદલે

બીજી પદ્ધતિનો આશ્રય લઈને તેને ઈ. સ.ની ચોથી/પાંચમી સદીનો ગણવાનો પ્રયાસ કરતાં એ એક મહત્ત્વના ગ્રંથમાંથી પણ ઇતિહાસનું જુદું જ અર્થઘટન થયેલું દેખાય છે.

માત્ર દૃષ્ટાંત તરીકે ઉપયોગમાં લીધેલા આ બે દાખલાઓ પરથી એક હકીકત સ્પષ્ટ થાય છે કે 'પુરાણકાળ' જૂનો હોવો જોઈએ, એ માન્યતાનો આધાર લઈને પુરાણોમાં આલેખાયેલાં વૃત્તાન્તોનું અર્થઘટન કરવાથી ગરબડ પેદા થાય છે. પુરાણોમાં આલેખાયેલાં સ્થળો અને તેને આનુષંગિક વૃત્તાન્તોની પરીક્ષા માટે સ્થળતપાસ અને ત્યાંથી પ્રાપ્ત વસ્તુઓનું અધ્યયન કરવાથી જુદાં જ ચિત્રનું નિર્માણ થાય છે. પરંતુ તેમાંથી એક હકીકત સ્પષ્ટ થાય છે કે પુરાણોનો રચનાકાળ જુદો જુદો છે. અને પુરાણો તથા પૌરાણિકોની લાંબી પરંપરા છે. એ પરંપરામાં જુદે જુદે સમયે પુરાણો રચાતાં રહ્યાં છે તેથી તેમનો કાલ-નિર્ણય કરવા માટે વિવિધ પુરાવાઓ વાપરીને મત બાંધવા પડે છે. તેથી પુરાણો બધાં જૂનાં નથી. પરંતુ પૌરાણિક પરંપરાના જુદે જુદે સમયે અને સ્થળે લખાયેલા ગ્રંથો છે અને તેનું સ્વતંત્ર અધ્યયન કરવાની જરૂર છે. એ વિચારસરણી આ ગ્રંથોને વધુ મહત્ત્વ અપાવે એમ લાગે છે. આ તપાસ પરથી સ્પષ્ટ થાય છે કે ભારતમાં 'પૌરાણિક-કાળ' જેવો કોઈ કાળ નથી પરંતુ આપણે ત્યાં પૌરાણિક અધ્યયન પરંપરા છે. આ પરંપરા ઘણી લાંબી છે. તેમાં વિવિધ સમયે પુરાણો લખાયાં છે. તેથી "પૌરાણિક-કાળ" જેવો કાળમાનાત્મક વિચાર નિરર્થક અને ત્યાજ્ય છે, અને તેને સ્થાને "પૌરાણિકપરંપરા" જેવો પ્રવૃત્તિસૂચક શબ્દપ્રયોગ વધુ સત્યનિષ્ઠ છે એમ સમજાય છે. "પૌરાણિક-પરંપરા" બીજી જુદી જુદી વિચારસરણીઓ સાથે સમકાલીન હતી એમ તેનો સ્વીકાર કરવાની જરૂર છે. આ રીતે તેનો સ્વીકાર થવાથી આવી પરંપરા આજની ઇતિહાસની તપાસમાં વધુ મદદરૂપ થઈ પડવા સંભવ છે.

અત્યાર સુધીની આ ચર્ચા ઇતિહાસનાં નિરીશ્વર પ્રકૃતિલીલામાં માનતાં સ્વરૂપને લીધે તેને સમજવા તથા સમજાવવા માટેનાં પ્રમાણો, સાધનો તથા શોધની વાત કરી. પરંતુ આ તમામ સાધનોની શુદ્ધિ, તેનું બળ અને મર્યાદા પણ સૂક્ષ્મ અન્વેષણ માગી લે છે. આ સાધનોનો વીગતવાર અને સૂક્ષ્મ અભ્યાસ વધતો જાય છે. તેથી આ સાધનો વધુને વધુ માહિતી આપતાં થતાં જાય છે અને તેને પરિણામે ઇતિહાસના જ્ઞાનમાં નાના મોટા ફરફારો થયા કરે છે.

દાખલા તરીકે આ પહેલાં મેં જણાવ્યું કે આપણે ત્યાં મોહન્‌જો–દડો જેવાં નગરો શોધી કાઢવાની પ્રવૃત્તિ હતી તેને પરિણામે લોથલ શોધી કાઢવામાં આવ્યું. ત્યાંના એક જલાશયને બંદરગાહ (Dock–yard) બનાવીને સિંધથી દરિયામાર્ગે લોકોને લોથલ આણવામાં આવ્યા. આ પ્રયાસ જ્યારે થયો ત્યારે કચ્છમાં આ યુગનાં સ્થળો પરત્વે તપાસ થઈ ન હતી પરંતુ કચ્છ એ સમુદ્રકિનારાનો પ્રદેશ છે. અહીંથી જાડેજાઓ, કાઠીઓ વગેરે સિંધમાંથી સૌરાષ્ટ્રમાં આવીને ઠરીઠામ થયા છે, એ ઇતિહાસમાં જાણીતી હકીકત છે. બલુચો, મકરાણીઓ વગેરે પણ જમીનમાર્ગે કચ્છ થઈને ગુજરાત જતા આવતા. મહમદ ગઝની અહીંથી સિંધ તરફ ગયેલો. આ બધી હકીકતો જો ખરી હોય તો કચ્છની ભૂમિએ ઇતિહાસમાં ન નોંધાયેલી અનેક પ્રજાઓ જોઈ હશે અને એનાં એંધાણ સાચવ્યાં હશે એ સમજાય એવી વાત છે. આ વિચારનો આધાર લઈને કચ્છની ઊંટવાટો પર ભાળ કાઢતાં અનેક સિંધુનદીની સંસ્કૃતિવાળા લોકોના ગામો અને કિલ્લેબંદ નગરો મળ્યાં. કચ્છનાં નાનાં રણની બન્ને બાજુએ સાંતલપુર તાલુકામાં અને વારાહી તાલુકામાં ઝેખડા તથા આદેશર પાસે સૂરકોટડામાંથી આ સંસ્કૃતિનાં એંધાણ મળ્યાં છે. કચ્છના રણને ઓળંગીને આ વખતે પણ લોકો ફરતા. જામનગર તરફ પણ આ સંસ્કૃતિનાં એંધાણ મળેલાં છે. તેથી હકીકતરૂપે એવું વિધાન થઈ શકે કે કચ્છની પૂરતી તપાસ કર્યા સિવાય લોથલ જવા માટે તામ્રાશ્મકાળના લોકોને સમુદ્ર મારફત મોટી મુસાફરી કરાવવામાં આવી હતી. આમ સ્થળ–તપાસમાં જેમ દેશના વિવિધ ભાગોને આવરી લેવામાં આવે તેમ ઇતિહાસનું દર્શન વધુ સ્પષ્ટ થતું જાય.

જો તામ્રાશ્મકાળ અને તેની પહેલાંથી સિંધ અને ભારતના બીજા ભાગોને જોડવાનું કામ કચ્છ પ્રદેશે કર્યું હોય તો તે પરંપરા અદ્યાપિ ચાલુ છે. રાજકીય સીમાઓ પલટાયા કરે છે પરંતુ ભૌગોલિક બળોને લાગે વળગે છે ત્યાં સુધી તે માનવ ઇતિહાસ માટે ઘણા યુગોમાં સમાન ભૂમિકા પૂરી પાડે છે, એમ વધુ તપાસથી સમજાય છે. આ પ્રકારના કાલમાનાદિ માપવાના અનેક ફેરફારો નોંધી શકાય છે, અને તેથી ઇતિહાસ વધુ સ્પષ્ટ થતો જાય છે.

આ પ્રકારની સાધનોની અને પ્રમાણોની શોધ કોઈ ને કોઈ કલ્પના અથવા સંભાવના પર આધાર રાખીને થતી હોય છે. આ શોધકાર્યમાં રોકાયેલા લોકોનું કર્તવ્ય જે પુરાવાઓ મળે તેને યોગ્ય ન્યાય આપીને

તેની તુલનાં કરવાનું કહેવાય છે પરંતુ ઇતિહાસની તપાસ કરનાર વિદ્વાનો તેમના જન્મ, કેળવણી, સંસ્કાર ઇત્યાદિથી સંપૂર્ણપણે પર થઈ શકતા નથી તેમ જ માનવસ્વભાવની ત્રુટીઓને લીધે તેમના અર્થઘટનો સંપૂર્ણ નિરપેક્ષ હોતા નથી. સંપૂર્ણ નિરપેક્ષ ઇતિહાસ લેખનનો વિચાર તેની સંભાવના માટે ઉત્તમ છે. પણ તેનું પાલન કઠીન છે. આ પરિસ્થિતિને લીધે સાધનની તમામ તપાસ કર્યા પછી જ્યારે ઇતિહાસાલેખક "પહેલાં આવું હતું" એ અર્થઘટન કરે છે. ત્યારે તેમાં લેખકના વિચારો અને વૃત્તિઓ દાખલ થયા સીવાય રહેતાં નથી. સંભવ છે કે એ બાબત સ્પષ્ટતા થતાં ઘણી વાર સમય લાગે છે.

આમ થવાનાં કારણોમાં ઇતિહાસનાં પ્રમાણોની અછત અને કાલબળ બે ગણાવાય. કાળપ્રવાહમાં ઘણી પ્રવૃત્તિનાં એંધાણ સદંતર નષ્ટ થાય છે, તેથી ઇતિહાસાલેખનમાં એકત્રિત થયેલા પુરાવાઓ સંપૂર્ણ તેમ જ સળંગ સૂત્ર હોતા નથી. તેથી આંશિક પુરાવાઓ તથા તૂટતી સળંગ સૂત્રતાની ખૂટતી કડીઓ ઉમેરવાનું કામ ઇતિહાસાલેખકે કરવાનું હોય છે. એ કામમાં ઇતિહાસાલેખકની સૂઝ મુખ્ય ભાગ ભજવતી હોય છે. એ ઇતિહાસાલેખકની સૂઝ તેના સમયના તેના સંસ્કારથી ઘડાયેલી હોઈ તેની ઉપર તે જઈ શકતી નથી. તેમાં ઇતિહાસાલેખકનું દર્શન હોય છે. તે સ્થળ કાળથી બદ્ધ હોઈ જે તે સમયની તેની પર સ્પષ્ટ અસરો રહે છે.

આ ઉપરાંત પુરાવાઓ જ્યારે લિખિત સ્વરૂપના હોય ત્યારે વિવિધ દૃષ્ટિકોણ ધરાવતા હોય છે. તેથી ઇતિહાસાલેખન પ્રસંગે વિકટ સમસ્યા પેદા થાય છે કે, કયો પુરાવો વાપરવો. આ સમસ્યાનો ઉકેલ વ્યક્તિગત હોઈ તેમાંથી વિભિન્ન અર્થઘટનો થાય છે. અને મતમતાંતરો જન્મે છે. મતમતાંતરોનો જન્મ ઇતિહાસાલેખનમાં અવિનાભાવે સંકળાયેલો હોવાને લીધે તેનો કદી અંત આવશે એ માન્યતા વજુદ વિનાની રહે છે. એટલું જ નહીં પણ કેટલાક સ્વલ્પ લાગતા પુરાવાઓને પણ મોટું સ્વરૂપ આપીને અર્થઘટનો થાય છે. અને તે વર્ષો સુધી ઐતિહાસિક સત્ય તરીકે વપરાતાં રહે છે. આવાં એકાદ બે દૃષ્ટાંતથી આ બાબત સ્પષ્ટ કરવાનો પ્રયાસ કરીશું.

પ્રથમ દૃષ્ટાંત "આર્ય–અનાર્ય પ્રશ્ન" છે. ભારતમાં આર્ય અને અનાર્ય એ જાતિસૂચક શબ્દો હોવાનાં પ્રમાણો ઘણાં મળતાં નથી. પરંતુ ૧૯મી સદીના અંત ભાગમાં વિલિયમ જોન્સના પ્રયત્નોથી ભારતીય ભાષામાં તથા એશિયા અને યુરોપની બીજી ભાષાઓ વચ્ચે સામ્ય જણાતાં Indo–European ભાષા બોલનાર એક જ પ્રજાનું આલંબન લઈને તેની

વિજયકૂચ અને આર્ય-અનાર્ય સંઘર્ષની ઘણી કથાઓ આલેખાઈ. પરદેશી રાજસત્તાને માટે આર્યો પરદેશથી ભારતમાં આવ્યા એ વિચાર ઘણો ઉપયોગી હતો. તેથી તેના પુરાવાઓની નબળાઈ ગણકાર્યા સિવાય ભારત પરદેશીઓથી સુસંસ્કારી થયું એ વાદ વહેતો મૂકયો. અને તેનો ભારે પ્રચાર કર્યો. આ પ્રચાર પછી સિંધુ નદીની સંસ્કૃતિની શોધ થતાં આ સુસંસ્કારી પ્રજાનો નાશ કોણ કર્યો? એ પ્રશ્નનો ઉત્તર 'આર્યોએ કર્યો' એ મતલબનો આપવાનો પ્રયત્ન પુરાવસ્તુના પુરાવાઓથી સર મોર્ટિમર વ્હીલરે કર્યો એ વાદનો પ્રતિકાર ત્યાંના પુરાવાઓ તપાસીને અમેરિકન વિદ્વાન ડેઇલ્સે કર્યો આ આખીયે હકીકત દલીલો પર નિર્ધારિત ફેરફારો દર્શાવે છે. પરંતુ આ વિચારોમાં કયા વિચારનો પ્રચાર જરૂરી છે તે નક્કી કરવાનું કાર્ય રાજ્ય કરે છે તેથી રાજહિતની દૃષ્ટિએ આર્ય-અનાર્ય સંઘર્ષના વિચારનો પ્રચાર ઘણો થયો છે, અને તેની નાગચૂડમાંથી હજુ આપણે છુટયા છીએ એમ કહી શકાય એવી સ્થિતિ નથી.

આવો બીજો પ્રયાસ ભારતીય કલા અને સંસ્કારો પર ગ્રીક અસરોનું બળ દર્શાવવાનો હતો. તે પ્રયત્નથી ભારતમાં ગ્રીક અસરોથી સંસ્કાર આવ્યા એ વિચાર યુરોપના અનુભવ પરથી વ્યુત્પન્ન થયો હતો. ખ્રિસ્તી ધર્મની ધર્માભિમુખતાથી શરૂ કરી ધર્માંધતા સુધીના લાગણી ક્ષેત્રોને આવરી લેતી પરિસ્થિતીની પકડ ઢીલી કરવામાં ગ્રીક તથા રોમન ઇતિહાસે ઘણો ભાગ ભજવ્યો. આધુનિક યુરોપના ઘણા સંસ્કારો આ પ્રજાઓ પાસેથી મળ્યા એ માન્યતામાં રાચનાર વર્ગને થોડા ઘણા ગ્રીસ અને રોમના ભારતીય સંપર્કોની હકીકતો મળતાં તેમણે યુરોપ પર જેવા ગ્રીસ અને રોમના સંસ્કારો છે તેવા જ સંસ્કારો ભારતમાં જોવાનો વિશદ પ્રયત્ન કર્યો. એ પ્રયત્નની હકીકતોને યથાસ્થાને આણવા માટે ભારતના અનેક વિદ્વાનોને જે જહેમત ઉઠાવવી પડી છે તેની હકીકતો કાશીપ્રસાદ જયસ્વાલ કે વાસુદેવશરણ અગ્રવાલ જેવા લેખકોનાં લખાણો જોતાં સ્પષ્ટ થાય છે. આ અસર હજુ નાબૂદ થઇ છે એમ કહેવાની હિંમત થઇ શકે એમ નથી.

આ બન્ને દૃષ્ટાંતોના જેવા અનેક દાખલાઓ આપ ગણાવી શકશો. પરંતુ એ બધાનું પૃથક્કરણ કરતાં એક વસ્તુ સ્પષ્ટ થશે કે ઇતિહાસા લેખકનું પોતાનું દૃષ્ટિબિંદુ હોય છે. એ દૃષ્ટિબિંદુ પ્રમાણે તે પુરાવાઓનો મથિતાર્થ શોધે છે. અને તે પ્રમાણે ઇતિહાસાલેખનનો પ્રયાસ કરે છે આ કક્ષાએ ઇતિહાસાલેખક ન્યાયાધીશ જેવું કામ કરે છે કે વકીલ જેવું? એ પ્રશ્ન વારંવાર ચર્ચાતો જોવામાં આવે છે. એનો જવાબ એટલો જ હોઈ શકે કે

ઇતિહાસાલેખકની સામગ્રીરૂપે જે પુરાવાઓ પડયા છે તેની યોગ્ય ચકાસણી ન કરે તો તે પોતાનાં અધ્યયનની કેટલીક ક્ષતિઓ ખુલ્લી રાખે છે જેનો બીજા લેખકો લાભ લે છે. ઇતિહાસાલેખકોએ પોતાના અભિપ્રાયનાં સાધક તથા બાધક બન્ને પ્રમાણોની કાળજી રાખીને ઇતિહાસાલેખન કરવું પડે છે. પરંતુ તેમાં નૈસર્ગિક વિજ્ઞાની જેવું નિરપેક્ષત્વ નથી હોતું એ બાબત આપણે જેટલા સ્પષ્ટ વિચાર રાખીએ તેટલી ઇતિહાસાલેખકોની અને તેનાં કાર્યોની તપાસ આપણે કરી શકીએ.

આમ ઇતિહાસસંશોધન એ અત્યારની નિરીશ્વરવાદી પ્રકૃતિલીલામાં વિશ્વાસ રાખતી માનવકૃત પ્રાકૃતિક પદાર્થોની અવિરત તપાસ છે. અને ઇતિહાસાલેખન એ પુરાવાઓને બળે જેટલાં વિધાનો થઈ શકે તેટલાં વિધાનો કરવાની પ્રક્રિયા છે, એ સ્પષ્ટ થશે. આ ઇતિહાસાલેખનની પ્રક્રિયામાં ઇતિહાસાલેખકનું દૃષ્ટિબિંદુ પરત્વે શાસ્ત્રાર્થ કર્યા કરતું નજરે પડે છે. ઇતિહાસની આ વિશિષ્ટ કાર્યરીતિ હોઈ તેની નજરે આપણે ત્યાં ઇતિહાસને નામે જે પ્રવૃત્તિ ચાલે છે તેની કેટલીક ચર્ચા પ્રસ્તુત ગણાશે.

આપણે ત્યા ઇતિહાસને નામે જે પ્રવૃત્તિઓ ચાલે છે તેમાં જુદી જુદી વૃત્તિઓ દેખાય છે. તેનું વર્ગીકરણ કરતાં તેમાં પ્રસંશા અને અતિશયોક્તિઓ એકજ વિષયને કેન્દ્રમાં રાખીને થતાં લખાણો તથા તમામ માનવ પ્રવૃત્તિઓને આવરી લઈને તેનું જુદાં જુદાં પ્રકરણો દ્વારા સંકલનાત્મક આલેખન અને વિદ્યાશાખાનાં જરૂરી સાધન તરીકેનું ગ્રંથનિર્માણ એમ વિવિધ વૃત્તિઓ નજરે પડે છે આ વૃત્તિઓ ઇતિહાસોપાસનાના સામાન્ય નામ હેઠળ આપણે સ્વીકારીએ છીએ.

આ વૃત્તિઓ પૈકી ભૂતકાળની ભવ્ય ગાથાઓ, પરાક્રમો અને ઉત્તમ ગુણ પ્રદર્શનની અતિ પ્રાચીન આખ્યાન કાવ્યો, પ્રબંધ કાવ્યો, ગદ્યકાવ્યો, ચરિત્રો ઈત્યાદિમાં દૃષ્ટિગોચર થાય છે. દા. ત. આવી ભૂતકાળની ગાથાઓનું આલંબન પ્રબંધચિંતામણિના દર્શાવ્યા પ્રમાણે નવા પ્રબંધો લખવા માટે રાજા વગેરેની કથાઓ હતું. આ કથાઓનો ઝોક એના કર્તાના ધાર્મિક વલણને લીધે સ્પષ્ટ જૈન મત તરફ હોય એ સ્વાભાવિક છે. ભૂતકાળની ભવ્ય ગાથાઓ ગાવાનો કાળ કે વૃત્તિ અદ્યાપિ આથમી ગઈ છે એમ માનવાને કારણ નથી. આપણા પ્રદેશની પ્રજાને વાર્તાશસ્ત્રોપજીવીનું બિરુદ કૌટિલ્યે આપેલું છે, તેથી આપણી વેપારી કુશળતા તથા યુદ્ધ કુનેહની પ્રશંસા થઈ છે. આ બે ગુણો પૈકી વ્યાપારી કુશળતાના આદર્શમાં

રાચનાર આપણા લોકોને જ્યારે લોથલ દરિયાઈ બંદર હતું એવી વાત રજૂ કરવામાં આવી ત્યારે તેના પુરાવાઓ વિરુદ્ધ હોય તોપણ તેનો સ્વીકાર કરીને આપણે કેટલા ઉત્સાહપૂર્વક રાચીએ છીએ? આવા પ્રયાસો પ્રાચીન ઋષિઓ, મધ્યકાલીન કવિઓ અને તેની નીચી કક્ષાએ ભાટ–ચારણો કરતા તેને નિંદ્ય ગણીને આનંદ માનતા આપણામાંથી આ મનોવૃત્તિ નિર્મૂલ થઈ છે એમ નથી; એ દર્શાવવા માટે ગુજરાતમાં "વિજયતની કથા" કે લાછી છીપણ જેવાં પાત્રોની કથાને ઐતિહાસિક ગણાવીને તેનો અહર્નિશ પ્રચાર થાય છે એ દષ્ટાંત પૂરતાં છે.

માનવ સમૂહો, જાતિઓ અને દેશો પોતાની જીવંત પરંપરામાં વિશ્વાસ રાખીને પોતાનું વર્તમાન વર્તન અને ઘણી વાર ભવિષ્યની યોજનાઓ ઘડતા હોય છે. તેથી તેમના ભૂતકાળમાં સમર્થ કાર્યકર્તાઓ સેનાનીઓ, વ્યવસ્થાપકો અને વિચારકો વગેરે મળ્યા હતા એવી ગુણદર્શક પરંપરામાં શ્રદ્ધા હોઈ એ શ્રદ્ધાને પોષક વાતોને બિરદાવતા હોય છે. આ માનવસમાજની જરૂરમાં ભૂતકાળને ભવ્ય, પરાક્રમી અને ઉત્તમ ગુણ ધરાવતો દર્શાવવાની વૃત્તિનાં મૂળ રહેલાં છે, અને તેથી ઇતિહાસલેખકને ભૂતકાળમાં થયેલી ઘટનાનું યથાતથ આલેખન કરવાને બદલે ઘણી વાર ગુણદર્શિતામાં રાચવાનું મન થાય અને તેટલે અંશે તેની એ વિષય તરફની તટસ્થવૃત્તિનું ખંડન થાય. આ માનવ નબળાઈની પર જતી સત્યાન્વેષી દૃષ્ટિ પરકીય ઇતિહાસમાં જેટલી સ્પષ્ટ રીતે વર્તાય છે તેટલી સ્વકીય ઇતિહાસમાં દેખાતી હોતી નથી, એવો ક્રમ સર્વત્ર દેખાતો જોવામાં આવે છે. તેથી તટસ્થ સત્યાન્વેષણ એ પરદેશી લોકો વધુ પ્રમાણમાં કરી શકતા હોય છે, જ્યારે પરંપરા ટકાવી રાખવાનું કામ દેશી વિદ્વાનો કરતા હોય છે એમ વિવિધ દેશના લોકોમાં જોવામાં આવ્યું છે. આ બાબત પીલ્ટડાઉનમેનને નામે ઇંગ્લેન્ડમાં ચાલેલો મત તપાસવા જેવો છે. ઇંગ્લેન્ડના પીલ્ટડાઉન નામના સ્થળેથી મળેલી માનવ–ખોપરી અને તેની સાથેનું જડબું ઘણું પ્રાચીન માનીને ઇંગ્લેન્ડના વિદ્વાનોએ ઘણો પ્રચાર કરેલો. પણ જર્મનો અને અમેરિકનો આ દલીલની નબળાઈ પારખી શકેલા. પરંતુ ઇંગ્લેન્ડને આશરે એંસી વર્ષ સુધી આ નબળાઈ સમજાઈ ન હતી. જ્યારે દેશના જ લોકો આવી હકીકતો શોધી કાઢે ત્યારે તે તરફ ધ્યાન નહીં આપવાની તેમ જ તેની વિડંબના કરવાની વૃત્તિ પણ હોય છે એ દર્શાવવાની જરૂર છે. આથી ઇતિહાસનાં સત્યાન્વેષણમાં એમ દેખાય છે કે દરેક દેશ પોતાનો ભૂતકાળ વધુ સારો, ભવ્ય અને ઉદાત્ત હતો અથવા તે દેશમાં માનવપ્રવૃત્તિ તેના સમકાલીન કાળની

બીજા દેશની પ્રવૃત્તિ કરતાં વધુ સારી હતી એવું દર્શાવવાનો ભાવ રાખે છે. અને તેને પોષક હકીકતોને વધુ સ્પષ્ટ બનાવે છે, તથા પોતાને પ્રતિકૂળ પરિસ્થિતિ પર પડદો પાડવાનો પ્રયત્ન કરે છે; જ્યારે બીજા દેશના લોકો તે દેશના ઇતિહાસને વધુ સ્થિરતાપૂર્વક જોઈને પોતાને અનુકૂળ પડે એવા ઇતિહાસનું આલેખન કરે છે તેમાં તે દેશનો ફાયદો ગેરફાયદો વગેરે પર ધ્યાન આપ્યા સિવાય તેઓ તટસ્થતાથી લખી શકે છે. આ પ્રવૃત્તિઓથી ઊપજતાં વિવિધ ચિત્રોની ચર્ચા, વિચારણા ઇતિહાસાલેખનમાં હમેશાં ચાલુ રહે છે.

ઇતિહાસના આ અંતઃસ્રોતને બાજુ પર રાખીને જ્યારે ઇતિહાસના એક જ વિષયને કેન્દ્રમાં રાખીને આલેખાતા ગ્રંથો જોઈએ ત્યારે તેમાં વિષયની પસંદગી પર જે તે સ્થળ અને સમાજમાં પ્રચલિત વૃત્તિઓ મોટે ભાગે નજરે પડે છે. આ વૃત્તિઓને લીધે આજે આપને ત્યાં પ્રાચીન ઇતિહાસ અને આધુનિક ઇતિહાસ તરફ વલણ વધારે છે. જ્યારે મધ્યકાલીન ઇતિહાસ તરફનું વલણ પ્રમાણમાં ઓછું છે, એમ દેખાઈ આવ્યા સિવાય રહેતું નથી. સ્વાતંત્ર્ય પ્રાપ્તિ પછી ભારતના વિવિધ ભાગોમાં લખાતા ઇતિહાસના મોટા દળદાર ગ્રંથોમાં પણ અત્યારની, આપણો વારસો આપણી પ્રજાની સામે મૂકવાની વૃત્તિ સ્પષ્ટ રીતે દેખા દે છે. તેમાં છેલ્લાં સો–એક વર્ષની આપણી લડતોનો ઇતિહાસ તથા ભારતીય સંસ્કારોની પરંપરાની વિવિધ વાતો જુદી જુદી રીતે આપણી સમક્ષ આવતી રહે છે. આ પ્રવૃત્તિની સ્વતંત્ર પ્રજામાં જરૂર પડતી હોય છે. અને તેને લીધે આ પ્રવૃત્તિમાં રાજ્ય સરકારો અને કેન્દ્ર સરકારનો ઘણો રસ લઇને જાત જાતના સહકાર અને ઉત્તેજન આપે છે તે વૃત્તિ ધન્યવાદને પાત્ર છે.

જ્યારે એક લક્ષમાં વિષયને રાખીને સંશોધન કરવામાં આવે ત્યારે એક ભૌગોલિક ભાગ કે એક માનવ પ્રવૃત્તિ એમ વિષય વૈવિધ્યને લીધે જુદાજુદા ભૂ-ભાગો કે વિષય પ્રદેશોનો ઈતિહાસ લખી કે લખાવીને ઇતિહાસનાં મૂલગત જ્ઞાનનો અને ઇતિહાસ સંશોધનનાં તત્ત્વોનો સમાજમાં ફેલાવો કરવાનો લખનાર કે લખાવનારનો ઈરાદો હોય છે. આ કાર્ય આપણી યુનિવર્સિટીઓમાં અને વિદ્યાસંસ્થાઓમાં ચાલે છે તેના પરિણામે નવા નવા વિષયો પર સંસોધનો અને લખાણો થતાં વિષયનું વૈવિધ્ય અને ઊંડાણ વધતાં જાય છે એ ઘણું શુભ ચિહ્ન છે. આ પ્રવૃત્તિને મળતો જતો વેગ ભારતમાં વધતી વિદ્યોપાસનાનું એક અંગ છે એમ માનવાને પ્રેરણા મળે છે.

આ ઉપરાંત એક દેશ કે રાષ્ટ્રની વિવિધ કાળની પ્રવૃત્તિઓને આવરી લેતા સંકલનાત્મક ઇતિહાસના ગ્રંથો લખાય છે. આ સંકલનનો હેતુ ઇતિહાસનાં આખા ક્ષેત્રને આવરી લેવાનો હોય છે. તેમાં ઘણી વાર સંકલન કરનારની વિશાળ દૃષ્ટિને લીધે જુદાં જુદાં ક્ષેત્રોમાં થયેલું કાર્ય એકત્રિત કરવામાં આવેલું હોઈ આ કામ સારી રીતે થયું હોય તો તે સારા કોશ જેવું કામ આપે છે. આવા ગ્રંથોમાં જેમ જેમ સંશોધનો આગળ વધતાં જાય તેમ તેમ ફેરફારો અપેક્ષિત રહે છે.

પરંતુ ઇતિહાસના સંશોધન તથા આલેખનની સાથે આપણે ત્યાં તેના અધ્યયન અને અધ્યાપનની પ્રવૃત્તિ ચાલે છે. તે બાબત પણ કેટલીક વિચારણા જરૂરી છે. ઇતિહાસને ભૂતકાળનો જ્ઞાન રાશિ ગણીને વિદ્યાર્થીના વિકાસને માટે તેને મહત્ત્વનો વિષય ગણ્યો છે અને તેનું પ્રાથમિક તેમજ માધ્યમિક કક્ષાએ અધ્યયન - અધ્યાપન થઇને માધ્યમિક શાળાંત પરીક્ષા ( S.S.C. )માં તેનું મહત્ત્વ ઘણુંજ ઘટાડી નાખવામાં આવ્યું છે. ત્યારબાદ યુનિવર્સિટીની વિનયન શાખામાં વિશ્વના ઇતિહાસથી માંડીને જગતના જુદા જુદા દેશના રાજકીય, સામાજિક, સાંસ્કૃતિક ઇતિહાસો શીખવવાનું કામ ચાલુ હોય છે. આ વિષયમાંથી શું શીખવવું અને શું ન શીખવવું એનો નિર્ણય કરનાર મંડળોમાં ચર્ચા ચાલતી હોય છે અને અભ્યાસક્રમો નક્કી થતા હોય છે. આ અભ્સક્રમોનું વ્યવસ્થિત અધ્યયન કરતાં એક એવી પરિસ્થિતિનું નિર્માણ થતું દેખાય છે કે ઇતિહાસ એ થોડા ઘણા ભાંગ્યા તૂટયાં વિચારો અને માહિતીનો સંચય છે. ઇતિહાસ હકીકતો પર આધાર રાખે છે અને તે વિચારો અને હકીકતોમાં ફેરફાર શકય હોતો નથી. અભ્યાસક્રમના હેતુઓ વગેરેની ઘણી ચર્ચા કરવા છતાં આ જાતનું દૃષ્ટિબિંદુ ઘણા મોટા પ્રમાણમાં નજરે પડે છે કારણ કે આપણા અભ્યાસક્રમના માળખામાં માહિતીસંચયનુ પ્રમાણ ઘણુ મોટું હોય છે આ અધ્યયનમાં અતિહાસની ભૂતકાળમાં જે પ્રમાણે ઘટના બની હોય તે તારવવાની પ્રક્રિયાનો મોટે ભાગે અભાવ વર્તાતો હતો તેમાં ફેરફાર કરીને "ઐતિહાસિક પદ્ધતિ" નો થોડો ઘણો ખ્યાલ આપવાના પ્રયત્નો અનુસ્નાતક કક્ષાએ દેખાય છે. પરંતુ એ પેપરમાં પણ ઐતિહાસિક પદ્ધતિની થોડીઘણી અધકચરી સંભાવનાઓ વિદ્યાર્થીને આવડી જાય એટલે આપણે કૃતકૃત્ય થતા હોઈએ એવો ભાવ થાય છે. તેથી આ મહત્ત્વનું હેપર પણ બીજા પેપરોની માફક એક માહિતીસંચય જેવું બની જાય છે અને તેથી સરવાળે ઇતિહાસ એ થોડીઘણી માહિતી ભેગી કરીને ફાવે તેમ જવાબ

આ ઉપરાંત એક દેશ કે રાષ્ટ્રની વિવિધ કાળની પ્રવૃત્તિઓને આવરી તા સંકલનાત્મક ઇતિહાસના ગ્રંથો લખાય છે. આ સંકલનનો હેતુ તિહાસનાં આખા ક્ષેત્રને આવરી લેવાનો હોય છે. તેમાં ઘણી વાર સંકલન રનારની વિશાળ દષ્ટિને લીધે જુદાં જુદાં ક્ષેત્રોમાં થયેલું કાર્ય એકત્રિત રવામાં આવેલું હોઈ આ કામ સારી રીતે થયું હોય તો તે સારા કોશ વું કામ આપે છે. આવા ગ્રંથોમાં જેમ જેમ સંશોધનો આગળ વધતાં ય તેમ તેમ ફેરફારો અપેક્ષિત રહે છે.

પરંતુ ઇતિહાસના સંશોધન તથા આલેખનની સાથે આપણે ત્યાં તેના અધ્યયન અને અધ્યાપનની પ્રવૃત્તિ ચાલે છે. તે બાબત પણ કેટલીક વિચારણા જરૂરી છે. ઈતિહાસને ભૂતકાળનો જ્ઞાન રાશિ ગણીને વિદ્યાર્થીના વિકાસને માટે તેને મહત્ત્વનો વિષય ગણ્યો છે અને તેનું પ્રાથમિક તેમજ માધ્યમિક કક્ષાએ અધ્યયન - અધ્યાપન થઇને માધ્યમિક શાળાંત પરીક્ષા ( S.S.C. )માં તેનું મહત્ત્વ ઘણુંજ ઘટાડી નાખવામાં આવ્યું છે. ત્યારબાદ યુનિવર્સિટીની વિનયન શાખામાં વિશ્વના ઇતિહાસથી માંડીને જગતના જુદા જુદા દેશના રાજકીય, સામાજિક, સાંસ્કૃતિક ઇતિહાસો શીખવવાનું કામ ચાલુ હોય છે. આ વિષયમાંથી શું શીખવવું અને શું ન શીખવવું એનો નિર્ણય કરનાર મંડળોમાં ચર્ચા ચાલતી હોય છે અને અભ્યાસક્રમો નક્કી થતા હોય છે. આ અભ્સક્રમોનું વ્યવસ્થિત અધ્યયન કરતાં એક એવી પરિસ્થિતિનું નિર્માણ થતું દેખાય છે કે ઇતિહાસ એ થોડા ઘણા ભાંગ્યા તૂટયાં વિચારો અને માહિતીનો સંચય છે. ઇતિહાસ હકીકતો પર આધાર રાખે છે અને તે વિચારો અને હકીકતોમાં ફેરફાર શકય હોતો નથી. અભ્યાસક્રમના હેતુઓ વગેરેની ઘણી ચર્ચા કરવા છતાં આ જાતનું દષ્ટિબિંદુ ઘણા મોટા પ્રમાણમાં નજરે પડે છે કારણ કે આપણા અભ્યાસક્રમના માળખામાં માહિતીસંચયનુ પ્રમાણ ઘણુ મોટું હોય છે. આ અધ્યયનમાં અતિહાસની ભૂતકાળમાં જે પ્રમાણે ઘટના બની હોય તે તારવવાની પ્રક્રિયાનો મોટે ભાગે અભાવ વર્તાતો હતો તેમાં ફેરફાર કરીને " ઐતિહાસિક પદ્ધતિ " નો થોડો ઘણો ખ્યાલ આપવાના પ્રયત્નો "અનુસ્નાતક કક્ષાએ દેખાય છે. પરંતુ એ પેપરમાં પણ ઐતિહાસિક પદ્ધતિની થોડીઘણી અધકચરી સંભાવનાઓ વિદ્યાર્થીને આવડી જાય એટલે આપણે કૃતકૃત્ય થતા હોઈએ એવો ભાવ થાય છે. તેથી આ મહત્ત્વનું હેપર પણ બીજા પેપરોની માફક એક માહિતીસંચય જેવું બની જાય છે અને તેથી સરવાળે ઇતિહાસ એ થોડીઘણી માહિતી ભેગી કરીને ફાવે તેમ જવાબ

આપવાનું યંત્રવત્ કામ છે એવો અભિપ્રાય વિદ્યાર્થીવર્ગમાં હોય છે. આવો અભિપ્રાય ઇતિહાસનાં જ્ઞાનને વિઘાતક છે એથી એ અભિપ્રાય વિદ્યાર્થીઓમાંથી નાબૂદ કરવાની એકજ ફરજ ઇતિહાસના અધ્યાપકોની હોવાનો મત બંધાય છે.

આથી ઇતિહાસના અધ્યાપકોનાં જ્ઞાનની શક્તિ અને મર્યાદાનો કેટલોક ખ્યાલ જરૂરી છે. આપણે ત્યાં મોટા ભાગના અધ્યાપકો ઇતિહાસ શીખવતી વખતે પાઠ્યપુસ્તકોનો ઉપયોગ કરે છે. આ પાઠ્યપુસ્તકોનું આલેખન અભ્યાસક્રમની દૃષ્ટિએ થયેલું હોઈ તે પણ માહિતીસંચયો હોય છે. ઘણી વાર તે સંચય સંકલિત, સારા ઇતિહાસો પરથી તૈયાર થયેલા પણ અધકચરા હોય છે. આપણાં આવાં પાઠ્યપુસ્તકોની દશા શોચનીય છે. મોટે ભાગે અંગ્રેજી ભાષામાં લખાયેલાં પુસ્તકો પર આધાર રાખનાર આ ગ્રંથો પૂરતી સમજ સાથે લખાયા હોવાનો હંમેશાં પુરાવો આપતાં નથી. તેનાં વિધાનોની સત્યાસત્યતા તપાસવા નીકળતાં ઘણું ધૂંધળું દૃશ્ય પેદા થાય છે. આ દૃશ્યને વધુ ઘેરું બનાવવાનું કાર્ય પરીક્ષામાં ઓછી મહેનતે સિદ્ધિ આપવાનો દાવો કરનાર ગ્રંથો કરતા હોય છે. આ ગ્રંથોને પ્રશ્નોત્તરરૂપે આલેખવામાં આવે છે. તેમાં લેખકોનું દૃષ્ટિબિન્દુ પ્રશ્નના ઉત્તરો આપીને વિદ્યાર્થીને વધુ ગુણ મળે એટલું જ હોય છે. તેનો કાર્યપ્રદેશ અભ્યાસક્રમ પૂરતો મર્યાદિત છે. પાઠ્યપુસ્તકની મર્યાદા પણ તે જ હોય છે તેથી પ્રશ્નોત્તરરૂપે ગાઈડ લખનાર તથા પ્રકરણો–પેરેગ્રાફો તરીકે પાઠ્યપુસ્તક લખનાર વચ્ચે હરીફાઈ ચાલુ હોય છે. તેમાં પાઠ્યપુસ્તક પ્રતિષ્ઠિત અને ગાઈડ અપ્રતિષ્ઠિત પ્રવૃત્તિ ગણવાનો ખ્યાલ હોવા છતાં ગાઈડ આજની પરીક્ષા પદ્ધતિને અનુરૂપ હોઈ, વિદ્યાર્થીઓમાં વધુ પ્રિય અને આર્થિક દૃષ્ટિએ ફાયદાકારક હોવાથી તેના લેખકો મળતા રહ્યા છે. પણ પરંતુ આ બન્ને પ્રકારના કેળવણીલક્ષી ગ્રંથો સંકલનો હોઈ તેમાં ઐતિહાસિક પ્રયાસ ઘણા થોડા પ્રમાણમાં થયો હોય છે, તે નોંધવાની જરૂર છે. આવા ગ્રંથોમાં જ સમગ્ર ઇતિહાસ સચવાયો છે એમ માનીને આપણા ઘણા મિત્રો તેનું રટણ કરીને વિદ્યાર્થીઓને તે શીખવે છે.

આમ થવાનું કારણ આપણી ઇતિહાસ તથા ભાષા પરત્વેની દૃષ્ટિ છે. ઇતિહાસના અધ્યાપક, આલેખક તેમજ વિદ્યાર્થીને જે પ્રદેશનો કે કાળનો ઇતિહાસ તે લખતા હોય કે ભણાવતા હોય તે પ્રદેશની અને તે કાળની ભાષાનું જ્ઞાન ન હોય તો તેના કામમાં ભલીવાર આવતો નથી શિક્ષ પસંદ કરવાની સમિતિમાં કામ કરતી વખતે એવું જોવામાં આવે

જ્યારે પરીક્ષ્ય ઉમેદવારને જે કાળનો તે પોતાને અભ્યાસી માનતો હોય તે કાળની ભાષામાં પ્રશ્ન પૂછવામાં આવે ત્યારે તે મુંઝાઈ જાય છે અને પોતાનું અજ્ઞાન કબૂલ કરે છે. આ પરિસ્થિતિ વિદ્યાર્થીમાંથી શિક્ષક થવાનો પ્રયાસ કરનાર વ્યક્તિની નથી પરંતુ જેમણે પાંચ, દશ વર્ષ આ ક્ષેત્રમાં કામ કર્યું હોય છે તેવા પીઢ શિક્ષકોની હોય છે ત્યારે પ્રશ્ન થાય છે કે ઇતિહાસનાં અધ્યયન અને અધ્યાપનમાં આપણે ઇતિહાસની વિડંબના તો કરતા નથી ને? આ પરિસ્થિતિ જેટલી બને તેટલી વહેલી બદલવાની ને વધુ સન્નિષ્ઠ ઇતિહાસજ્ઞે આપણા દેશમાં પેદા થાય એ પ્રકારનો પ્રયત્ન કરવાની આપણી સહુની ફરજ છે. આપણે ત્યાં વિવિધ ભાષાઓનો અભ્યાસ વિકસાવીને, ઇતિહાસના વિદ્યાર્થીને જે કાળના કે દેશના ઇતિહાસમાં તે કામ કરતો હોય તેની ભાષા શીખવવાનો આગ્રહ રાખવાની જરૂર છે, તથા તેની સાથે ઇતિહાસ બાબત તેને સાચી દૃષ્ટિ આપવાની તેના કરતાં વધારે જરૂર છે. આથી આગળ જતાં ઇતિહાસના અધ્યાપકોમાં મૂલતઃ સાધનોનું જે અજ્ઞાન જોવામાં આવે છે તેનો વિચાર કરતા આપણું અધ્યાપન કેટલું નબળું છે તેનો તરત જ ખ્યાલ આવે છે. ઇતિહાસ તેનાં મૂલગત સાધનો સિવાય શીખવવો શક્ય નથી એ હકીકતને પણ આપણે ત્યાં ઇતિહાસનાં મૂલગત સાધનોની યાદી જાય એટલી માહિતી પુરતી મર્યાદિત બનાવી દેવામાં આવી છે. પણ એવાં સાધનો નજરે પડે ત્યારે તેનો ઉપયોગ કેમ કરવો? એ જ્ઞાન અને શક્તિનો આપણે ત્યાં હજુ જોઈએ તેટલો વિકાસ થયો નથી.

આ પરિસ્થિતિ દૂર કરવા માટે આપણાં વિશ્વવિદ્યાલયો જ્ઞાનસત્રો યોજે છે અને તેમાં આપણા અધ્યાપક–મિત્રો રસપૂર્વક ભાગ લે છે એ શુભ ચિહ્ન છે, પરંતુ આ ક્ષેત્રમાં ઘણું વધારે કામ કરવાથી કૉલેજો તેમજ વિશ્વ વિદ્યાલયોના અધ્યાપકોની દૃષ્ટિ વધુ સચેત થતાં અધ્યાપન બળવાન થશે એ બાબત શંકા રાખવાનું કારણ નથી.

આ પરિસ્થિતિ ઉચ્ચ વિદ્યાધામોમાં હોય તો માધ્યમિક કક્ષાએ અને પ્રાથમિક કક્ષાએ ઇતિહાસનાં જ્ઞાનની પરિસ્થિતિ વધુ નિર્બળ હોય એ સ્વભાવિક છે. માધ્યમિક કક્ષાએ વિદ્યાર્થીઓને મૂલગત સાધનો દ્વારા ઇતિહાસ શીખવવો એવો વિચાર શિક્ષણાનુભવ શાળાઓ અને કૉલેજો પ્રચારમાં આણે છે. પણ મૂલગત સાધનોનો આ શિક્ષકો કે વિદ્યાર્થીઓને પરિચય હોતો નથી, તેથી તેમની મૂંઝવણ વધે છે. માધ્યમિક કક્ષાનાં પાઠ્ય પુસ્તકોમાં ચિત્રો વગેરે હોય છે તેમાં હજુ સુધારાને ઘણો અવકાશ છે.

પરંતુ માધ્યમિક કક્ષાએ ઇતિહાસને મોટું નુકશાન સમાજવિદ્યાનો (સોશ્યલ સ્ટડિઝ) અભ્યાસક્રમ દાખલ કરવાથી થયું છે. સમાજ વિદ્યાનાં અધ્યયનમાં એવું જોવામાં આવે છે કે વિદ્યાર્થી સમક્ષ ઇતિહાસ-ભૂગોળ નાગરિકશાસ્ત્રના શંભુમેળારૂપ માહિતી અને વિચારો ગોઠવીને તેમને સમાજ-વિદ્યા આવડી ગઈ એવો અભિપ્રાય પ્રવર્તમાન છે. આ વિચારથી સમાજ-વિદ્યા-ઇતિહાસ-ભૂગોળ-નાગરિકશાસ્ત્ર કે દેશ કે સમાજ અને વિદ્યાર્થીઓને કેટલો ફાયદો થતો હશે ? એ પ્રશ્ન છે.

સમાજવિદ્યા એ ઇતિહાસનો પ્રર્યાય નથી, પરંતુ તેનાં આશ્રયે ઇતિહાસનાં અધ્યયન અધ્યાપનને એસ. એસ. સી. પરીક્ષાના ધોરણે જે જાકારો મળ્યો છે તે વિદ્યોત્તેજક નથી એ બાબત અંગુલિનિર્દેશ પૂરતા છે.

આ વાત બાજુએ રાખીએ તો પણ ઇતિહાસનાં અધ્યયનમાં તેમ જ અધ્યાપનમાં મૂલગત સાધનો પરત્વેની વિદ્યાર્થીઓની મૂંચવણની જે વાત હમણાં કરી તે દૂર કરવા માટે તેમજ ઇતિહાસને પોષણ આપવા માટે ઇતિહાસાલેખનની સામગ્રી મ્યૂઝિયમમોમાં તેમજ રાજ્ય દફતરખાના (રેકોર્ડ ઓફિસ)માં વ્યવસ્થિત કરવાની જરૂર છે.

ગુજરાતમાં અનેક રાજ્યો હતાં. એ રાજ્યોના વહીવટ માટે અનેક દફતરો વિદ્યમાન હતાં. આ રાજયોનો ઇતિહાસ એ દફતરોમાં પડેલો છે. પરંતુ ભારતને સ્વતંત્ર થવાને પચ્ચીસ વર્ષ થયાં અને તેટલા સમયમાં દેશી રાજ્યોમાં તેમના ઐતિહાસિક દસ્તાવેજોની તપાસ કરવા જતાં ઘણી શોચનીય પરિસ્થિતિનાં દર્શન થાય છે. આ દસ્તાવેજો લગભગ અપ્રાપ્ય જેવા થઈ ગયા છે અથવા થઈ જવાની પરિ-સ્થિતિમાં છે. જો આ દસ્તાવેજોને બચાવવા ભગીરથ પ્રયત્ન હાથ ધરવામાં નહીં આવે તો ગુજરાતનું આ મહામૂલું ધન વિનાશ પામશે અને તેની સાથે સાચો ઇતિહાસ પણ નષ્ટ થઈ જશે. ભવિષ્યની પેઢીઓ ગુજરાતમાં નાનાંમોટાં રાજ્યો હતાં એ માનવા તૈયાર નહીં થાય અને ગુજરાતના રાજવીઓએ પોતાની પ્રજાની આબાદી માટે કેવા પગલાં લીધાં હતાં તેનું નામોનિશાન શોધતાં પારાવાર મુશ્કેલી પડશે. તેથી જૂનાં દફતરો હાથ લાગે એવી રીતે સાચવવાની આપણી ફરજ છે તે બાબત જેટલો સ્પષ્ટ ખ્યાલ આપણને હોય તેટલો સારો છે. આ દફતરો સાચવવા તે હાથ લાગે તેવી રીતે વ્યવસ્થિત રાખવા અને આપણા બાળકો વિદ્યાર્થીઓ તેમજ સંશોધકોને તે બતાવવા તથા તેનો અભ્યાસ કરવા પ્રેરણા આપવાની જવાબદારી આપણી થઈ પડે છે તે બાબત રાજ્ય સરકાર વધુ સચેત થાય એ જરૂરી છે.

ઐતિહાસિક દફતરોની બાબતમાં આ અવદશા છે તેવી આપણી ભૂતકાળની પ્રવૃત્તિસૂચક અવશેષોની પણ છે. આ અવશેષ સાચવવાનો રાજ્ય તથા કેન્દ્ર સરકાર તરફથી પ્રયાસ થયો છે. પરંતુ આપણા અવશેષો જોતાં તે પાંગળો છે તેને બળવાન બનાવવાની જરૂરની સાથે આપણી પોતાની વૃત્તિ આ અવશેષોની મહત્તા સમજવા તરફ વધુ રહે એ ઇષ્ટ છે. આજે આપણા આ સંસ્કૃતિ વારસા તરફ આપણી નજર ઓછી જાય છે, અને તેથી ઘણું મોટું નુકશાન થાય છે. આપણાં નષ્ટ થયેલાં ગામો, નગરોની એંધાણીરૂપ આ અવશેષો જોવા તે સમજવા પ્રયત્નો કરવો અને તેમાંથી શિલ્પ અને કલાના અવશેષોની થતી ઉઠાંતરી બંધ કરીને તેને યોગ્ય રીતે સંગ્રહસ્થાનોમાં સાસવવા એ સંગ્રહસ્થાનોનો વિદ્યાસાધના માટે ઉપયોગ કરીને ઇતિહાસના જ્ઞાનનો વિકાસ સાધવો એમ થતાં આપણી દષ્ટિ નિર્મળ અને સતેજ થશે એમ લાગે છે.

ઇહિાસનું કાર્ય મોટાં સત્રસત્ર જેવું છે અને તેમાં ઇતિહાસમા રસ હોય એવા આબાલ વૃદ્ધ સૌ કોઈ પોતાનો યથાશક્તિ ફાળો આપી શકે છે એવું ઉત્તમ દશ્ય પણ ઉદ્દ્ભવે છે. આઠેક વર્ષનો મનોજ સાઠોદની વસાહતપરથી અશ્મ ઓજારો ભેગા કરી શકે છે, બીલોદરાનો પંદરેક વર્ષનો બાળક મહેન્દ્ર ચાંદીના સિક્કા શોધી શકે છે, હુમાયૂએ જે દુર્ગમ માર્ગ પરથી ચાંપાનેરના કિલ્લા પર હુમલો કરેલો તે માર્ગ અણપઢ સરફુદ્દીન બતાવી શકે છે, માટી ખોદવા જનાર મગન કુંભાર અકોટાનો તામ્રનિધિ શોધી શકે છે અને અવાખલ જેવાં ગામનો ઇતિહાસ શોધવા માટે ગામના અમરાભાઈ રસ લઈ શકે છે, નગરાના સંશોધનને ત્યાંના એક વખતના સરપંચ શંકર દેસાઈ પટેલ સંપૂર્ણ ઉત્સાહપૂર્વક આગળ વધારવામાં મદદ કરે છે અને દેવની મોરીના ઠાકોર સાહેબ જાડેજા વંશના સુરજમલ્લસિંહજી પોતાની જમીનમાં આવેલા બૌદ્ધસ્તૂપનો અભ્યાસ કરવામાં સંપૂર્ણ સહકાર આપે છે. આવા અનેક ગુજરાતીઓ ઇતિહાસના અભ્યાસને આગળ વધારવા યથાશક્તિ ફાળો આપે છે તેથી આશા બંધાય છે કે ગુજરાતના રાજ્યકર્તાઓ, ઉદ્યોગપતિઓ અને બીજા અભ્યાસીઓ આ ક્ષેત્રને વધુ ઉજ્જવળ કરવાના ઇતિહાસના વિદ્યાર્થીઓ તેમજ આલેખકોના પ્રયત્નોને સક્રિય મદદ કરીને આપણા બધાની ઇતિહાસ દષ્ટિને વધુ નિર્મળ, સ્પષ્ટ અને અસરકારક બનાવવાના યજ્ઞમાં યથાશક્તિ આહુતિ આપશેજ.

જય ગરવી ગુજરાત.

■

# ઇતિહાસના ખેડાણમાં પ્રમાણ–મર્યાદા

મ. મ., અધ્યા. કેશવરામ કા. શાસ્ત્રી (ણાંભણિયા), "વિદ્યાવાચસ્પતિ"

'The student of Indian history must...follow the modern method of scientiffic research. Our aim should be discovery of the truth, and nothing but the truth, and in order to attain this goal we must apply our minds fearlessly and without prejudice and preconceptions to the study of all available evidence. We should properly sift these data by all rational methods, handle them in the spirit of a judge rather than an advocate, and formulate our conclusions only as far as they permit us to do so. We may not achievs definite results in many cases, and final and decissive conclusions would probably be few and far between. But it is better to plead ignorance, express doubts and put forward alternative possibilities rather than deffnitely uphold a view on meagre and insufficient grounds.'*

Dr. R. C. Majumdar

[The Histoiy and Culture of the Indian People : The Vedic Age, p. 40].

---

* 'ભારતીય ઇતિહાસનો અભ્યાસ કરનારાએ વૈજ્ઞાનિક સંશોધનની અર્વાચીન પદ્ધતિનું અનુસરણ કરવું જોઇયે, આપણો હેતુ સત્યસંશોધનનો—એક માત્ર સત્ય-સંશોધનનો હોવો જોઇયે, અને ધ્યેય સિદ્ધ કરવાને માટે બધા જ પ્રાપ્ત પુરાવાઓ તરફ આપણાં ચિત્તને નિર્ભયતાપૂર્વક અને કોઈ પણ જાતના પૂર્વગ્રહ કે પૂર્વ નિશ્ચય વિના જોડી દેવાં જોઇયે. બધી જ સપ્રમાણ પદ્ધતિઓથી પ્રાપ્ત સાધનોને યોગ્ય રીતે ઊંચકી લેવાં જોઇયે. વકીલને બદલે ન્યાયધીશના જુસ્સાથી એ સાધનોનો ઉપયોગ કરવો જોઇયે અને એ સાધનો જેટલું કરવાની અનુજ્ઞા આપે તેટલે સુધી જ આપણા નિર્ણયને આકાર આપવો જોઇયે. આપણને અનેક કિસ્સાઓમાં સ્પષ્ટ પરિણામો ન પણ મળે અને અંતિમ તેમ નિર્ણયાત્મક પરિણામો થોડાં અને નજીક ન હોય તેવાં પણ હોય, પરંતુ મામૂલી અને અપૂરતી પૃષ્ઠભૂમિકાએ બાંધેલા અભિપ્રાયને સિદ્ધ તરીકે રજૂ કરવા કરતાં અજ્ઞાન જાહેર કરવું, શંકાઓ વ્યક્ત કરવી અને વિકલ્પાત્મક શક્યતાઓ રજૂ કરવી એ વધુ સારું છે.'

ગુજરાતની સૈકાઓ-જૂની ઇતિહાસ-પ્રસિદ્ધ પ્રાચીન રાજધાનીના પ્રાંગણમાં મળતા ગુજરાત ઇતિહાસ પરિષદના ૮ મા અધિવેશનને ટાંકણે ઇતિહાસમાં ઊંડો રસ ધરાવનારાં આપણે સૌ અહીં એકત્રિત થયાં છિયે એ જેમ એક અભૂતપૂર્વ યોગ છે તેમ ઇતિહાસમાં પા પા પગલી પાડનારા મારા જેવા એક સભ્યને અધ્યક્ષસ્થાને બેસવાનું થયું છે એ પણ એક અભૂતપૂર્વ યોગ છે. આવા આદરણીય સ્થાન માટેની મારી યોગ્યતા સ્વીકારી આપ સૌએ આપના હૃદયની વિશાળતા તેવી જ ઉદારતા જ વ્યક્ત કરી છે, એ સાથે મારી જવાબદારીને પણ વધારી દીધી છે. આભારની લાગણી સાથે મારી અલ્પ-સ્વલ્પ જે કાંઈ શક્તિ છે તે એકઠી કરી એ જવાબદારીને પૂર્ણ કરવા હું પ્રયત્ન કરીશ. तितीर्षुर्दुस्तरं मोहादुडुपेनास्मि सागरम् કહેનાર કાલિદાસે તો 'રઘુવંશ'ની રચનાની પૂર્વે 'કુમારસંભવ' જેવું સુંદર મહાકાવ્ય અને 'માલવિકાગ્નિમિત્ર' જેવું મધુર નાટક રચી આપી મહાકવિત્વ પુરવાર કરી આપ્યું જ હતું, મારા તરફથી તો ગુજરાત-સૌરાષ્ટ્ર-કચ્છના ઇતિહાસ-પુરાતત્ત્વને લગતા છૂટાછવાયા સંશોધનમૂલક લેખ છેલ્લી અડધી શતાબ્દીમાં લખાયા, તો એકાદ પુસ્તિકા લખાઈ, કે 'ગુજરાતના રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ'ના ખંડોમાં સ્વલ્પ પ્રકરણોનું પ્રદાન થયું, એટલી જ સેવા. ઇતિહાસના વિદ્યાર્થીની જે એક પ્રતિજ્ઞા કે नामूलं लिख्यते किंचित्-એને વળગી રહેવાનો આગ્રહ મેં સદા સેવ્યો છે અને તેથી જે કાંઈ લખાયું તેના તરફ સમદૃષ્ટિ ધરાવનારા ઇતિહાસવિદોની ભાવભરી દૃષ્ટિ રહ્યા કરી છે એ જ મારી મૂડી.

: ૧ :

'ઇતિહાસ' શી વસ્તુ છે, એમાં કયા કયા શબ્દ આવી કયા અર્થમાં એને સામાસિક શબ્દ બનાવે છે, એ વગેરે વિશદ ચર્ચા આ પરિષદના ભૂતપૂર્વ પ્રમુખ આચાર્ય શ્રી રસિકલાલ છો. પરીખે એમનાં, 'ઇતિહાસ : સ્વરૂપ અને પદ્ધતિ' એ ગુજરાત યુનિવર્સિટી-પ્રયોજિત શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી વ્યાખ્યાનમાળામાં ૧૯૬૩ ના ફેબ્રુઆરીમાં અપાયેલાં, વ્યાખ્યાનોના આરંભમાં વિસ્તારથી કહેલું હોઈ અહીં વિસ્તાર કરવાનું યોગ્ય નથી માનતો. અહીં એટલું જ કહું કે इतिहास શબ્દ ભારતવર્ષની ભૂમિને ઘણા જૂના સમયથી પરિચિત છે. અથર્વવેદના ૧૫ મા કાંડમાં વ્રાત્યનો મહિમા વર્ણવતાં "એ જ્યાં જાય છે ત્યાં 'ઇતિહાસ' 'પુરાણ' 'ગાથા' અને 'નારાશંસીઓ' એની પાછળ પાછળ જતાં" એમ કહ્યું છે (૧૫-૬-૧૧) એટલે અથર્વવેદના

ગદ્યમંત્રોનો વિકાસ થયો ત્યારે લોકોમાં 'ઇતિહાસ' ઉપરાંત 'પુરાણ' 'ગાથા (= ગીત)' અને 'નારાશંસી (= પ્રશસ્તિગાન) એ પ્રકારનું સાહિત્ય પણ જાણીતું હતું. હકીકતે વૈદિક સાહિત્યના પ્રથમ યુગમાં ઇતિહાસ ગાથા નારાશંસી વગેરે મંત્રબ્રાહ્મણાત્મક વેદના જ ભાગ હતાં, અર્થાત્ એ પદ્યમાં પણ હતાં તેમ ગદ્યમાં પણ હતાં.

આ ચારે ચોક્કસ પ્રકારના સાહિત્યપ્રકાર હતાં તેમ વિષય પરત્વે પણ ભિન્ન કોટિનાં હતાં. અથર્વવેદમાં इतिहास पुराण અને नाराशंसी-गाथा (૧૫-૬-૧૦)નો ઉલ્લેખ અને પછી છાંદોગ્ય ઉપનિષદમાં इतिहास-पुराणः એવો સમાસાત્મક પ્રયોગ જોવામાં આવે છે અને એને पञ्चमो वेदानां वेदः (૭-૧-૩) પણ કહેવામાં આવેલ છે. આમ એ બંને વેદોના પણ વેદ તરીકે સ્થાપિત થયાં એવું એ બંનેનું માહાત્મ્ય લોકમાં વિશ્રુત હતું. જૂના સમયથી આમ इतिहास અને पुराण શબ્દ જાણીતા છે. એ બંને વચ્ચે ચોક્કસ પ્રકારની ભેદરેખા પણ હતી જ. 'મહાભારત'માં આવિયે છિયે ત્યારે એના પ્રાચીન ભાગોમાં તેમજ ઉપાખ્યાનો ઉમેરાયાં ત્યારે પણ કોઈ પણ પ્રસંગનો આરંભ કરતાં વૈશંપાયન इतिहासं पुरातनंથી તે તે પ્રસંગ કહેવાનો આરંભ કરે છે. આદિપર્વમાં જ્યાં ૫૪ મા અધ્યાયમાં જનમેજયના પ્રશ્નના ઉત્તરમાં વ્યાસજી જનમેજયની જિજ્ઞાસા પૂરી કરવાની પોતાના શિષ્ય વૈશંપાયનને આજ્ઞા કરે છે ત્યાં

गुरोर्वचनमाज्ञाय स तु विप्रर्षभस्तदा ।
आचचक्षे ततः सर्वमितिहासं पुरातनम् ॥२३॥

એમ વૈશંપાયને ગુરુની આજ્ઞા સ્વીકારી 'પુરાતન ઇતિહાસ' કહી બતાવ્યાનું નોંધાયું છે. પછી તો પાંડુના મરણથી લઈ યુદ્ધમાં પાંડવોને વિજય મળ્યો ત્યાંસુધીના ઇતિહાસની ટૂંકી અનુક્રમણિકા ૫૫ મા અધ્યાયમાં આપી પાંડવો અને કૌરવોનો મૂલ ઇતિહાસ હતો તેનો ચિતાર આપવો ત્યાં શરૂ કરે છે. વ્યાસે વૈશંપાયનને જે સંહિતા કહી તે જાણે કે ૨૪૦૦૦ શ્લોકની, ઉપાખ્યાનો વિનાની, भारतसंहिता કહી હશે એમ લાગે. એ પછી અનેક પૌરાણિક ઉપાખ્યાનો ઉમેરાયા બાદ સમગ્ર સંહિતા 'મહાભારત સંહિતા' બની. મઝા એ છે કે જેટલાં ઉપાખ્યાન દાખલ કરવામાં આવ્યાં તે બધાંના આરંભમાં મોટા ભાગે 'इतिहास पुरातन કહી બતાવું છું' એવી વૈશંપાયનની પ્રતિજ્ઞા જોવા મળે છે. આમ મહાભારતમાં જે કાંઈ કહેવાયુ તે 'પુરાતન ઇતિહાસ.

ઉપાખ્યાનો બધાં જ હકીકતે 'પુરાણ' કોટિનાં છે; અરે, ઉદ્યોગપર્વના પાછળના ભાગથી લઈ સ્ત્રીપર્વ સુધીનાં યુદ્ધનાં વર્ણન અને ઉત્તર કથાનકમાં પણ અસંભવિત કોટિનાં વર્ણન આવતાં હોઈ 'શુદ્ધ ઇતિહાસ' થવા પાત્ર નથી રહેતાં. આશ્ચર્ય છે કે મહાભારતની સમીક્ષિત વાચનામાં जयो नामेतिहासः એવો ત્રણ સ્થળે ઉલ્લેખ આવે છે, જે સંકેત કરી જાય છે કે 'ભારત-સંહિતા'થી પણ નાની કોઈ રચના હશે કે જે 'ઇતિહાસ' હશે અને એની સંજ્ઞા જય હશે. મહાભારતનું સમીક્ષિત સ્વરૂપ જોતાં પણ આપણને એમાં इतिहास–काव्य ऐतिहासिक–काव्य અને પુરાણ એવાં ત્રણ સ્વરૂપ તો જોવા મળે જ છે, ચોથું કહી શકાય તેવું धर्मशास्त्र પણ. આ ઉપરથી કહી શકાય એમ છે કે પ્રાપ્ત મહાભારતીય સમીક્ષિત વાચનામાં પણ ઉક્ત સ્વરૂપો એક-બીજામાં ગૂંથાઈ ગયેલાં જ નહિ, ગૂંચવાઈ ગયેલાં પણ જોવા મળે છે. અને નોંધપાત્ર તો એ છે કે 'હરિવંશ'ની સમીક્ષિત વાચનામાં શૌનકે સૂત પાસેથી सुमहत् आख्यान જે સાંભળ્યું તેનો નિર્દેશ કરતાં कथितं भवता पुण्यं पुराणं श्लक्ष्णया गिरा (૧–૪) એમ 'હરિવંશ'ને 'પુરાણ' કહ્યું છે.

'મહાભારત' અને 'રામાયણ' એ બેઉને આપણે ત્યાં 'ઇતિહાસ ગ્રંથ' કહેવામાં આવે છે. સમીક્ષિત વાચના પણ જોતાં 'મહાભારત'માં ચારે વસ્તુ મળે છે, પણ 'રામાયણ' તો આદ્ય–ઇતિહાસકાલ અને ઇતિહાસકાલની સંધિમાં સર્જાયેલું શુદ્ધ મહાકાવ્ય જ છે, શિષ્ટકાલનાં મહાકાવ્યોની પેઠે ઇતિહાસ અને પુરાણનો શંભુમેળો છે. એ નથી શુદ્ધ ઇતિહાસ, એ નથી શુદ્ધ પુરાણ, એ શિષ્ટકાલની સંધિનું મહાકાવ્ય જ છે. 'ધર્મશાસ્ત્ર' તો એ છે જ નહિ,

એ રીતે વિચારતાં મહાભારતની સંક્ષિપ્તમાં સંક્ષિપ્ત જે કોઈ વાચના તારવવી શકય હોય તે 'ઇતિહાસ' અને એ સંભવતઃ जय નામથી જાણીતો 'ઇતિહાસ.' એમાં પણ નિરૂપણને શોભા આપવા મુખ્યત્વે ઉપમા અલંકાર અનેક સ્થળે પ્રયુક્ત થયેલ છે, પણ એ ક્યાંય વિગતોમાં અત્યુક્તિ કરતો હોય એવું મોટે ભાગે લાગતું નથી.

इतिहासનો ચોક્કસ અર્થ આપણી પાસે નથી એમ નથી. 'અમર-કોશ'માં જણાવ્યા પ્રમાણે इतिहासः पुरावृत्तम् (૧–૬–૪) એ રીતે પૂર્વે બનેલા બનાવોની એ તફસીલ છે. પુરાण એ इतिहासથી જુદી વસ્તુ છે એ છાંદોગ્ય ઉપનિષદના બેઉના અલગ છતાં પાંચમા વેદ તરીકેના નિર્દેશથી

સમઝી શકાય એમ છે. પુરાણ શબ્દની વ્યુત્પત્તિ શોધવાનો પ્રયત્ન યાસ્ક જેટલો, ઈ. પૂ. આઠમી શતાબ્દી જેટલો, જૂનો છે (નિરુક્ત ૩-૧૯). ભાષાશાસ્ત્રીય શબ્દવિકાસની દૃષ્ટિએ વિચારિયે તો એ બધા પ્રયત્ન પ્રતીતિકર નીવડી શકે એમ નથી. મને તો ગોપેન્દ્રના પ્રાકૃત ગોવિન્દની જેમ પુરાતન ઉપરથી પ્રા. પુરાअण થઈ પુરાણ તરીકે વિકસી આવ્યા પછી સંસ્કૃતમાં અપનાવાયેલો શબ્દ લાગે છે. બંને વચ્ચેનો અર્થભેદ એ કે इतिहास એ શુદ્ધ પુરાવૃત્ત અને પુરાણ એ શુદ્ધ પુરાવૃત્તમાંથી વિકસેલી દંતકથાઓ–સ્વાભાવિક સ્વરૂપની કે અસ્વાભાવિક સ્વરૂપની–નો સંગ્રહ. અંગ્રેજી ભાષામાં इतिहास એ 'હિસ્ટરી' અને પુરાણ એ 'લીજન્ડ' એ સરળ અને સ્વાભાવિક અર્થો છે. આ અર્થ–છાયામાં 'ભારત'માં ઉમેરાયે 'મહાભારત'નું રૂપ આપનારાં ઉપાખ્યાન ('એપિસોડ્ઝ') એ પુરાતન इतिहास તરીકે નિરૂપાયાં અને એ શુદ્ધ इतिहास નહિ, પણ વાસ્તવિક રીતે પુરાણ કથાનક બની રહ્યાં.

: ૨ :

'ઇતિહાસ' અત્યારે તો ખૂબ વિશાળ અર્થમાં વપરાય છે. 'દેશ–દુનિયાનો રાજકીય–સામાજિક–સાંસ્કૃતિક ઇતિહાસ'માં આજે 'ઇતિહાસ' સીમિત નથી રહ્યો; વિભિન્ન વિદ્યાશાખાઓનો, વિવિધ વિજ્ઞાનોનો કેવી રી વિકાસ થયો એનો પણ સિલસિલાબંધ હેવાલ એ પણ 'ઇતિહાસ' છે તેથી જ 'સાહિત્યનો ઇતિહાસ' 'આયુર્વેદનો ઇતિહાસ' 'ધર્મશાસ્ત્રને ઇતિહાસ' 'ભૂસ્તરવિદ્યાનો ઇતિહાસ' એમ અલકમલકના વિષયોન 'ઇતિહાસ' કહેવાય છે. જૂના સમયમાં તો એ 'રાજકીય ઇતિહાસ'મ જ સીમિત હતો, જેમાં પ્રસંગવશાત્ 'સામાજિક ઇતિહાસ' પણ અપા જતો. સિલસિલાબંધ ઇતિહાસ લખવાનો આરંભ ગ્રીસમાંથી થયો એ માનવામાં આવે છે. હેરોડોટસ (ઈ પૂ. ૪૮૪–૪૨૫) અને થુસિડાઇડ્ (ઈ. પૂ. ૪૬૦–૩૯૯) આ બે વિદ્વાનોએ એ દિશામાં વ્યવસ્થિત પગલ ભર્યાં છે. આ એવો સમય છે કે જે સમયે ભારતવર્ષમાં 'મહાભારત' એક ચોક્કસ સ્વરૂપની વાચના પ્રચારમાં હતી. ઈ. પૂ. છઠ્ઠી સદીના સ્વીકારાયેલ અષ્ટાધ્યાયી–વ્યાકરણકાર પાણિનિને 'भारत' અને 'महाभारत' બં સંજ્ઞાઓનો ખ્યાલ હતો. કેટલાક બીજા શબ્દો સાથે भारत શબ્દનો પ સમાવેશ કરી એ શબ્દોની પૂર્વે આવતા महत् શબ્દનું महा રૂપ થાય એમ એમનું કહેવું છે, એમના સમયમાં महाभारत શબ્દ જાણીતો હે તો જ આ વિધાન થાય એ સમઝી શકાય એવું છે. અને મહાભારત

આદિપર્વમાં जयो नामेतिहासः ને ઉલ્લિખિત કરી પછી પૌરવવંશના રાજાઓનો આછો પાતળો પણ હેવાલ આપવામાં આવ્યો છે તેમાં ઠેર ઠેર અસ્વાભાવિક કે માનવોને માટે અસંભવિત વર્ણનો પણ સામેલ થઈ ગયાં છે, જેની કાટછાંટ કરવામાં આવે તો પૌરવવંશની જનમેજય રાજા સુધીની વંશાવળી તરી આવે છે, જે પછીનાં પુરાણોમાં પણ અપાઈ છે. પુરાણોમાં ઇક્ષ્વાકુવંશની પણ વંશાવળી છે. એ ખરું છે કે આ બેઉ વંશોના મૂળ પુરુષો વિશે જે કહેવામાં આવ્યું છે તેમાં 'ઇતિહાસ'ની સાથે 'પુરાણ' ભેળવાઈ ગયું છે. વિદેશીઓ પૂર્વે પુરાણોની વંશાવળીઓને તૂત માનતા હતા, પણ ૫૩ વર્ષ ઉપર કલકત્તા હાઇકોર્ટના ન્યાયમૂર્તિ પાર્જિટરે એ ભ્રમને દૂર કરી એમાંના ઐતિહ્યમૂલક તત્ત્વને તારવી આપવાનો પ્રશસ્ય પ્રયત્ન કર્યો. બે દાયકા ઉપર પુરુષોત્તમલાલ ભાર્ગવે એ દિશામાં વધુ સંગીન કામ આપ્યું છે. આ રીતે જો આંશિક રીતે પણ મહાભારત તેમજ પુરાણોમાં ઇતિહાસ નિરૂપાયો હોય તો એ માત્ર મૌખિક પરંપરાથી જ ઊતરી આવ્યો હોય એમ માત્ર ન કહી શકાય, નોંધો કરવાની પણ રીત હશે જ. અને ભારતવર્ષની પાસે એની કોઈ અને કોઈ પ્રકારની લિપિ પણ હતી. તે તે વર્ણના ઉચ્ચારને લેખનમાં વ્યક્ત કરતી સંકેતોની માળા ભારતવર્ષ પાસે હતી એનો જૂનામાં જૂનો ખ્યાલ તો અશોક (ઈ. પૂ. ૨૭૩–૨૩૭)ના ધર્મલેખોમાં પ્રયોજાયેલા લિપિ-સંકેતોથી આવે જ છે, પરંતુ એ પહેલાં પણ લિપિના સંકેત હતા એ પાણિનિના ભારતીય લોકભાષા-(સંસ્કૃત)નું વ્યાકરણ બાંધતાં લેખનમાં જ શક્ય હોય તેવાં વૈકલ્પિક વિધાનોથી આ પહેલાં સ્પષ્ટ થઈ ચૂક્યું છે. પાણિનિએ ખુદ लिपि અને लिबि શબ્દ નોંધ્યા પણ છે (૩–૨–૨૦). વૈદિક સમગ્ર સાહિત્ય પરંપરાએ કંઠસ્થ ઊતરી આવ્યું તેથી શ્રુતિ તરીકે પ્રસિદ્ધ પામ્યું, પણ તેથી માત્ર શ્રુત–પરંપરા જ હતી એવું નથી, લેખન–પરંપરા પણ હતી જ. ભલે આજે ઉકેલી શકાયા નથી, એમ છતાં ઈ. પૂ. અઢી હજાર વર્ષ સુધી પહોંચતાં મોહેંજો–દડો અને હડપ્પાનાં મુદ્રાઓ તેમજ મુદ્રાંકોમાં જોવામાં આવતા સંકેત, પછી ગુજરાતમાંના લોથલ જેવા સ્થાનમાં એવાં સાધનોમાંના સંકેત એવો અણસાર આપી જ જાય છે કે ભારત-વર્ષની પાસે કોઈ પણ પ્રકારની લિપિ તો હતી. અને લિપિ હોય એટલે લેખન પણ હોય. ભારતીય ઇતિહાસ અને પુરાણ એ લિખિત રૂપમાં વિકસ્યાં હોવા વિશે, આવી પરિસ્થિતિમાં, શંકા ઉઠાવી શકાય એમ નથી.

જનમેજયના ઉત્તરાધિકારીથી લઈ ચંદ્રગુપ્ત મૌર્ય (ઈ. પૂ. ૩૨૨–૨૯૮) સુધીના સમયનો શૂન્યાવકાશ પુરાણોએ પૂરવા પ્રયત્ન કર્યો છે અને પરિક્ષિત

રાજાના જન્મથી લઈ મહાપદ્મ નંદનો અભિષેક થયો ત્યાંસુધીના સમયનાં વર્ષ પણ આપવામાં આવ્યાં છે. આ વર્ષોનો અંક ૧૦૫૦ નો (તો પાઠાંતરથી ૧૦૧૫ નો) છે. પાર્જિટર જેવાએ મધ્યમ માર્ગ સ્વીકાર્યો છે તે લક્ષ્યમાં લેતાં અને વધુ ચોક્કસાઈથી પૌરવવંશના ૭૩ મા રાજવી પરિક્ષિત ૧ લાથી લઈ (અભિમન્યુનો પુત્ર નહિ, એ ૯૬ મો હતો) ગણતાં પણ મહાભારતમાંના ધાર્તરાષ્ટ્રો અને પાંડવોની વચ્ચેના મોટા સ્વરૂપના કે નાના સ્વરૂપના હરકોઈ પ્રકારના યુદ્ધના સમયની ઉત્તર મર્યાદા ઈ. પૂ. દસમી શતાબ્દીથી આ બાજુની તો નથી જ.

ભારતીય ઇતિહાસકાલના સમયમાં તો હવે મતભેદ રહ્યો નથી અને બુદ્ધ અને મહાવીરના સમયથી એ સ્થાન પામે છે. મૌર્યકાલના આરંભ સાથે ઈ. પૂ. ૩૨૨ આસપાસથી તો ગુજરાતની ભૂમિનો પણ ઇતિહાસકાલ સ્થાપિત થયેલો જોવા મળે છે. ગુણાઢ્યની પૈશાચી ભાષાની 'બૃહત્કથા'નો આધાર લઈને રચાયેલા ક્ષેમેંદ્રની 'બૃહત્કથામંજુરી' અને સોમેશ્વરના 'કથાસરિત્સાગર' એ સંસ્કૃત ગ્રંથોમાં ચંદ્રગુપ્ત મૌર્યના પૂર્વના નજીકના સમયના ભારતીય રાજવીઓના વિષયમાં કેટલુંક જાણવા મળે છે. આ જે કાંઈ નોંધાયેલું છે તે માત્ર અનુશ્રુતિઓના બળે જ કે જૂનાં કોઈ વ્યવસ્થિત ટાંચણ હશે, એ વિશે નિશ્ચયાત્મક રીતે આપણે કહી ન શકિયે, છતાં રાજવંશોના તે તે રાજવંશનાં સામટાં વર્ષ પુરાણોમાંની વંશાવળીઓમાં સૂચવાયેલાં હોઈ ચોક્કસ પ્રકારની નોંધ રખાતી હશે. રુદ્રદામાના ઈ. સ. ૧૫૦ ના લેખમાં 'સુદર્શન તળાવ'નો પૂર્વ ઇતિહાસ અપાયો છે તે કોઈ નોંધને આધારે જ સંભવી શકે. ભારતીય ભિન્ન ભિન્ન વિદ્યાઓના અનેક ગ્રંથ વિદેશીય તેમજ દેશીય આક્રમણોમાં નાશ પામી ગયેલા હોવાને કારણે આજે કોઈ વિશિષ્ટ નોંધ જળવાયેલી જોવા મળતી નથી. એ હકીકત છે કે ઈ. સ. બારમી શતાબ્દીના કાશ્મીરી પંડિત કલ્હણે 'રાજતરંગિણી' નામના ઇતિહાસ-ગ્રંથની રચના કરી તેમાં પૂર્વના ૧૧ જેટલા ઇતિહાસ-ગ્રંથોનો ઉપયોગ કર્યાનું કહે છે, જેમાંના એક સિવાયના અન્ય ગ્રંથ આજે ઉપલબ્ધ નથી; એમાંનો એક માત્ર નીલમત પુરાણ આજે છપાયેલો સુલભ છે. આર્યમઞ્જુશ્રીમૂકલ્પ જેવા ઈ. સ.ની આઠમી શતાબ્દી આસપાસના ગ્રંથમાં પણ રાજાઓના સાંકેતિક ઉલ્લેખોમાં પણ આપણને સંક્ષિપ્તમાં ઇતિહાસ સાચવવાની રીતનાં દર્શન થાય છે.

ખાસ કરી શિલાલેખો અને તામ્રશાસનોમાં પૂર્વ પૂર્વના રાજાઓની ક્રમિક રાજાવલી આપવાનો પ્રઘાત ઇતિહાસ સચવાઈ રહે એ દૃષ્ટિનો અણસાર કરી જાય છે. આને કારણે તેમજ જે રાજવંશોના સિક્કા મળ્યા છે તે સિક્કાઓમાં આપેલાં રાજવીઓનાં નામો અને અપાયાં હોય તો વર્ષોને કારણે રાજાઓના રાજ્યકાલને વ્યવસ્થિત કરવાનું સુલભ થયું છે. કાર્દમક ક્ષત્રપ રાજવંશની વંશાવળી તેમજ સાલવારી મુખ્યત્વે સિક્કાઓથી નિશ્ચિત કરી શકાઈ છે, તો વલભીપુરના મૈત્રક રાજવીઓની રાજાવલી તો કેવળ તામ્રશાસનોની મદદથી જ મેળવવામાં આવી છે.

ઇતિહાસના આધુનિક આલેખનમાં રાજકીય ઇતિહાસ તો માત્ર ભિન્ન ભિન્ન રાજવંશોની આનુપૂર્વીપૂરતો ઉપયોગ સરળ કરી આપે છે. તે તે રાજ્ય, તે તે દેશ, તે તે ખંડમાં થયેલાં પ્રજાનાં ઉત્થાન અને વિકાસ તેમજ સામાજિક સાંસ્કૃતિક દૃષ્ટિએ થયેલાં આદાન–પ્રદાનોને કેંદ્રમાં રાખી ઇતિહાસ મેળવવાનો આજે હવે વ્યાપક રીતે પ્રયત્ન થાય છે. ત્યારે જ એ તે તે દેશનો ઇતિહાસ થવા પાત્ર બને છે. હકીકતે ત્યાં ત્યાંની પ્રજાનો ઇતિહાસ તે જ ઇતિહાસ, રાજકીય ઇતિહાસ તો એનો એક માત્ર ખંડ, આ વસ્તુસ્થિતિ આજે સ્વીકારવામાં આવી છે. પ્રજાના ઇતિહાસમાં પણ સાંસ્કૃતિક વિકાસ કે હ્રાસ એ ખરો ઇતિહાસ એ આજે દપઢણે સ્થાપિત થઈ ચૂક્યું છે. આ કારણે પ્રજાનો સાંસ્કૃતિક ઇતિહાસ મેળવવાને માટે એનાં વિવિધ સાધન મેળવવાની દિશામાં પણ હવે ખૂબ જ પ્રયત્ન થઈ રહ્યા છે, જેણે પુરાવસ્તુ-સંશોધનના ક્ષેત્રમાં વિદ્વાનોને દઢતાથી કામ કરવાની પ્રેરણા આપી છે. આજે માત્ર ગુજરાતની વાત કરિયે તો અહીં પણ આપણા જુવાન સંશોધકો આ દિશામાં કેડ બાંધીને મંડી પડ્યા છે.

: ૩ :

ઇતિહાસ–સંશોધન ક્ષેત્રે કામ કરનારાઓને અત્યારે ૧. પુરાવસ્તુ–સંશોધન માટે ઉત્ખનન, ૨. ભૂતલ ઉપર ગમે તેવા સ્વરૂપમાં પણ સચવાયેલાં શિલ્પ–સ્થાપત્ય, અને ૩. લિપિસ્થ થયેલાં સાધન, આમ વ્યાપક રીતે ત્રણ દિશામાં કામ કરવાની અનિવાર્યતા ઊભી થઈ છે. એ સુવિદિત છે કે પ્રાગિતિહાસકાલ અને આદ્ય–ઇતિહાસકાલનો પ્રજાકીય ઇતિહાસ—પ્રજાઓનો સાંસ્કૃતિક ઇતિહાસ મેળવવાને મુખ્યત્વે ઉત્ખનન–કાર્ય જ મહત્ત્વનું સાધન છે. આદિ માનવથી લઈ આદ્ય–ઇતિહાસકાલના માનવ સુધીના વિકાસના

વિભિન્ન તબક્કા ઉત્ખનન દ્વારા મળતાં ઉપકરણોની મદદથી જ નક્કી કરવાની સુવિધા છે. વૈજ્ઞાનિક કસોટીની હવે સુવિધા થઈ હોવાને કારણે ઉત્ખનનમાંથી પ્રાપ્ત થતા પદાર્થોનો અંદાજી કાલ મેળવવાની આજે ભારે મહત્ત્વની સગવડ સુલભ છે. હજારો વર્ષોનો ખ્યાલ મેળવવાની સુવિધાથી આગળ વધી હવે લાખો વર્ષોનો પણ ખ્યાલ મેળવવાની સુવિધા થઈ છે. નજીકના આદ્ય-ઇતિહાસકાલનાં મળતાં ઉપકરણોથી તો ખૂબ જ ચોક્કસાઈથી તે તે કાલની સંસ્કૃતિનો પરિચય હવે સાધી શકાય છે. મોહેંજો-દડો અને હડપ્પામાં થયેલાં ઉત્ખનનોમાંથી મળેલી સામગ્રીએ, જેને 'સિંધુ ખીણની સભ્યતા' (Indus Valley Civilisation) કહેવામાં આવે છે તે, સંસ્કૃતિની અને સભ્યતાની કાલમર્યાદા નક્કી કરી આપી છે, એના બળ ઉપર ભારત-વર્ષના વિભિન્ન ભાગોમાં એ સંસ્કૃતિ અને સભ્યતા સાથે સામ્ય ધરાવતાં ઉપકરણ સુલભ થયાં છે ત્યાં ત્યાં તે તે સ્થાનની તે તે સંસ્કૃતિ અને સભ્યતાની કાલમર્યાદા નક્કી કરી શકાઈ છે. ઉ. ત. અમદાવાદ જિલ્લાના ધોળકા તાલુકાનું લોથલ. સરળતાથી ઈ. પૂ. ૧૯ મીથી ૧૪ મી શતાબ્દી સુધીનો સમય લોથલની સમૃદ્ધ વસાહતનો આંકી શકાયો છે. આ પ્રમાણે સૌરાષ્ટ્ર-કચ્છ-ગુજરાતનાં અનેકાનેક સ્થાનોમાંની સંસ્કૃતિ અને સભ્યતાની કાલમર્યાદા સાધી શકાઈ છે. એ સંસ્કૃતિ અને સભ્યતા ભારતવર્ષમાં આવેલાં સ્થાનોની હોઈ ભારતીય છે એ વિષયમાં તો આજે કશો મતભેદ નથી; મતભેદ છે તે માત્ર વૈદિક સંસ્કૃતિ અને સભ્યતા સાથે એ એકાત્મક હતી કે બંને વચ્ચે વૈષમ્ય હતું એ વિષયમાં જ. શ્રી. એસ. આર. રાવ જેવાએ લોથલમાંથી પ્રાપ્ત થયેલી યજ્ઞવેદીના બળ ઉપર લોથલમાં વૈદિકી સંસ્કૃતિનાં દર્શન કર્યાં છે. મોહેંજો-દડો અને હડપ્પાની મુદ્રાઓમાં માતા (Mother Goddess) અને પશુપતિનાં અંકન પ્રાપ્ત થયેલાં હોઈ એમાં વૈદિકી અદિતિ અને પ્રજાપતિનાં દર્શનને નકારી ન પણ શકાય. એનો નિર્ણય કરવાનું અહીં પ્રસ્તુત નથી, પણ એટલું જ કહેવાનું પ્રાપ્ત થાય છે કે પ્રાપ્ત સામગ્રીના અભ્યાસમાં સામ્ય તેમજ વૈષમ્યના વિષયમાં અમુક ચોક્કસ પ્રકારના પૂર્વ-ગ્રહોથી મુક્ત રહેવું જોઇયે. આ દિશામાં આપણને લઈ જનારા યુરોપીય વિદ્વાનો છે. આપણને દૃષ્ટિ એમણે આપી છે એટલે સ્વાભાવિક રીતે જ એમની નિર્ણય લાવવાની પદ્ધતિનું આપણે અનુસરણ કરિયે, પરંતુ એ સાથે આપણામાં પણ વિચારવાની કોઈ શક્તિ છે એ વાતને વીસરી જવી ન જોઇયે. सन्तः परीक्ष्यान्यतरद् भजन्ते-વિચારકો કસોટીમાંથી તાવીને પછી જ એક કે બીજા વિચારનો સમાદર કરે છે.

'સિંધુ ખીણની સભ્યતા'ની ઉત્તર કાલમર્યાદા ઈ. પૂર્વે આશરે અઢી હજાર વર્ષની સ્વીકારવામાં આવે છે, તો યુરોપીય વિદ્વાનો વૈદિકી સંસ્કૃતિની ઉત્તર કાલમર્યાદા ઈ. પૂ. દસમી શતાબ્દીની બાંધી આપે છે. મહાભારત તેમજ પુરાણોમાંની વંશાવળીઓની ગણતરીએ ધાર્તરાષ્ટ્રો અને પાંડવોના સમયની કાલમર્યાદા ઈ. પૂ. પંદરમી શતાબ્દી સ્વીકારવાનું વલણ ભારતીય વિદ્વાનો ધરાવે છે. પાર્જિટર જેવાએ પણ મહાપદ્મ નંદથી લઈ પરિક્ષિત બીજાના જન્મ (એટલે કે ભારતીય યુદ્ધની પછીના વર્ષ) સુધીની મર્યાદા ઓછામાં ઓછી ઈ. પૂ. દસમી શતાબ્દીની સૂચવી છે એટલે ઈ. પૂ. પંદરમી શતાબ્દી અને દસમી શતાબ્દી વચ્ચેની સમુચિત સંભવિત કાલમર્યાદા માનવામાં બાધ નથી. તો પુરુષોત્તમલાલ ભાર્ગવે વૈદિક સાહિત્યનો પ્રબળ અભ્યાસ કરી ઈ. પૂ. ૩૦૦૦ વર્ષ ઉપર કહેલી હોઈ વૈદિકી સંસ્કૃતિ–સભ્યતા એનાથી પણ ક્યાંય જૂના સમયમાં જાય. અને તો લોથલમાંની યજ્ઞવેદી ઈ. પૂ. ઓગણીસમી શતાબ્દીથી લઈ ચૌદમી શતાબ્દી સુધીનો સમય આપતી હોય તો એ વાતની આપણે ઉપેક્ષા કરી તો ન શકિયે. વૈદિક સભ્યતાનો આરંભ સપ્તસિંધુના પ્રદેશમાં મર્યાદિત હતો અને દાસ–સંસ્કૃતિનો ઈ. પૂ ૨૫૦૦ ની આસપાસ નાશ શરૂ થયો એવો પણ એક મત છે.

મહાભારત અને રામાયણમાંનાં યુદ્ધોમાં લોઢાનાં હથિયાર વપરાયેલાં હોવાનું એ બંને ગ્રંથ કહે છે. એ યુદ્ધો ભારતવર્ષની ભૂમિ પર ખેલાયાં સ્વીકારાયાં હોઈ આપણે લોહયુગને લોઢાનાં હથિયારોના વિષયમાં પ્રમાણભૂત માનવો જોઈએ. અનુહડપ્પીય સંસ્કૃતિના ઉત્તર કાલની મહેસાણા નજીક તાંબાની ત્રણ તલવાર મળી છે અને આ સંસ્કૃતિની કાલમર્યાદા ઈ. પૂ. ૧૭૦૦ થી ૧૩૦૦ ની સ્વીકારાઈ છે. એવું જાણવામાં આવ્યું છે કે ઈ. પૂ. દસમી શતાબ્દી આસપાસ ભારતવર્ષના ઉત્તર તેમજ દક્ષિણ બેઉ ભાગોમાં લોઢાનો ઉપયોગ શરૂ થઈ ચૂકેલો હતો. ધાતુઓમાં ઝડપથી નાશ પામનારી કોઈ ધાતુ હોય તો એ લોઢું છે. એના અવશેષ જો ઈ. પૂ. દસમી શતાબ્દી આસપાસના મળ્યા હોય તો એને જ લોઢાના ઉપયોગની કાલમર્યાદાથી બાંધી લેવામાં આવે તોપણ ભારત–યુદ્ધના પાર્જિટરે બાંધી આપેલા સમયમાં અર્થાત્ દસમી શતાબ્દીમાં લોઢાનો ભારત–યુદ્ધમાં ઉપયોગ થયો સ્વીકારવામાં અડચણ તો ન જ ગણાય.

સંસ્કૃત ભાષાની એક વિશિષ્ટતા અહીં નોંધવા જેવી છે. 'અમરકોશે' लोह शस्त्रक तीक्ष्ण पिण्ड कालायस (કે कृष्णायस) अयस् અને अश्मसार એમ

લોઢાના સાત પર્યાય આપ્યા પછી सर्वं च तैजसं लोहं (કે लौहं) (અમરકોશ ૨-૯૮ અને ૯૯) એમ ધાતુ માત્રને માટે પણ लोह શબ્દ જાણીતો હોવાનું કહ્યું છે. 'મેદિનીકોશ'માં 'લોઢું' 'અગુરુ' અને 'ધાતુ સામાન્ય' એવા ત્રણ અર્થ लोहના મળે છે (૧૭૫-૮); ત્યાં अयस् તો સ્પષ્ટ રીતે 'લોઢું' જ અર્થ આપે છે.

પાણિનિ (ઈ. પૂ. છઠ્ઠી શતાબ્દી)ના 'અષ્ટાધ્યાયી વ્યાકરણ'નાં સૂત્રોમાં अयस् (૩-૩-૮૨, ૫-૪-૯૪ એમાં 'લોઢું' અર્થ, તો ૮-૩-૪૯ માં 'લોઢાનું પાત્ર' અર્થ) જોવા મળે છે. ત્યાં लोह નથી મળતો, પરંતુ તાંબાના અર્થમાં (૫-૪-૯૪ ના વિધાનથી) लोहितायसમાં आयस અકારાંત થવાનું વિધાન મળે છે. પાણિનિએ (૫-૩-૧૧૦ અને ૫-૪-૩૦માં) 'રાતા રંગ'નું એમ વિશેષણ તરીકે लोहित શબ્દ નોંધ્યો છે. लोहितમાં મૂળ શબ્દ लोह છે એટલે એ મૂળમાં 'તાંબું' અર્થ આપતો હતો. એ પૂર્વે વાજસનેયી સંહિતા (શુકલ યજુર્વેદ)માં लोह શબ્દ (૧૮-૧૩) વપરાયેલો છે તે 'તાંબું'-વિશેષ કરી 'કાંસું' અર્થ આપે છે એ તૈત્તિરીય સંહિતા(કૃષ્ણ યજુર્વેદ)માં श्याम (લોઢું)થી જુદું છે એમ કહેવામાં આવ્યું છે, અર્થાત્ 'તાંબું' કહ્યું છે (૪-૭, ૫, ૧). શતપથ બ્રાહ્મણ, છાંદોગ્ય ઉપનિષદ અને જૈમિનીય બ્રાહ્મણમાં 'તાંબું' અર્થ છે અને એ अयस्થી જુદું પાડવા. નોંધપાત્ર છે કે अयस् શબ્દ ઋગ્વેદમાં વપરાયો છે (૧-૫૭-૩, ૧-૧૬૩-૯, ૪-૨-૧૭, ૬-૩-૫). અગ્નિને अयोदंष्ट्र કહ્યો હોઈ अयस्નો અર્થ ચળકતી રાતી ધાતુ અભીષ્ટ લાગે (૧-૮૮-૫, ૧૦-૮૭-૨). વાજસનેયી સંહિતામાં ૭ ધાતુઓ : हिरण्य अयस् श्याम लोह सीस અને त्रपु (૮-૧૩) કહી છે તેમાં श्याम=લોઢું અને लोह=તાંબું સ્પષ્ટ છે, તેથી अयस्નો અર્થ 'કાંસું' અભિપ્રેત છે. અથર્વવેદ (૩-૧-૭) અને મૈત્રાયણી સંહિતા (૪-૨૯)માં श्याम अयस् અને लोहित अयस् મળે છે, જ્યાં અનુક્રમે 'લોઢું' અને 'તાંબું' (કે 'કાંસું') અર્થ અભીષ્ટ લાગે છે. શતપથ બ્રાહ્મણ (૫-૪, ૧, ૨)માં अयस् અને लोहायस વચ્ચે ભેદ જોવા મળે છે, જ્યાં કાં તો અનુક્રમે એનો 'લોઢું' અને 'તાંબું' યા 'તાંબું' અને 'કાંસું' અર્થ અભીષ્ટ હોય. અથર્વવેદ (૫-૨૮-૧)માં તો अयस्નો અર્થ 'લોઢું' જ સ્પષ્ટ છે. ઋગ્વેદ-(૬-૭૫-૧૫)માં બાણના મોઢા ઉપરના अयस्ની વાત કરી છે ત્યાં એ 'લોઢાનું ટોચકું' અભીષ્ટ છે. અહીં 'તાંબું' કે 'કાંસું' પણ સંભવિત ખરું. श्याम अयस् અને श्याम એ તો લોઢું જ છે. એ રીતે कार्ष्णायस એ 'લોઢું' અને लोहायस કે लोहितायस

એ 'તાંબું.' મેકડોનલ અને કીથે આપેલી 'વૈદિક ઇન્ડેક્સ'માંની ચર્ચા આ વિશે ઘણો પ્રકાશ પાડે છે.

વિવેક કરવો હોય તો લોઢાનાં હથિયાર થવા લાગ્યાં એ પૂર્વે, મહેસાણા નજીકથી મળેલી તાંબાની તલવારોના સહારે, અસ્ત્ર-શસ્ત્રો તાંબાનાં અને કાંસાનાં થતાં હોય, લોહયુગમાં થયેલી સાહિત્યિક રચનાઓમાં પછી હથિયારો લોઢાનાં તરીકે વર્ણિત થયાં હોય.

ધાર્તરાષ્ટ્રો અને પાંડવોનો ઈ. પૂ. દસમી શતાબ્દીનો કે થોડા સૈકા વહેલો કાલ હોય તેનો શ્રદ્ધેય નિર્ણય તો તે તે સ્થાનમાંનાં ઉત્ખનન જ આપી શકે. દ્વારકા તો એના ક્રીડાશૈલો સાથે સમુદ્રમાં ડૂબી ગઈ હોઈ શ્રીકૃષ્ણના સમયનો એ સ્થાનનો કોઈ અવશેષ મળે એમ નથી. આપણી સામે ધાર્તરાષ્ટ્રો અને પાંડવોના કાલના અવશેષો માટે હસ્તિનાપુરનો તેમ દિલ્હી નજીકનો કહેવાતો ઇંદ્રપ્રસ્થનો જૂનો ટીંબો-पुराना किल्ला જ કામનો. યાદવોના વિષયમાં મથુરાની જૂની વસાહતવાળો ભાગ પણ સહાયક થઈ પડે, તો હૈહયોના વિષયમાં માહિષ્મતીની વસાહતવાળો ભાગ પણ. પરિસ્થિતિ એવી સરજાઈ કે જનમેજય પછી એકાદ સૈકામાં જ હસ્તિનાપુર ઉપર ગંગાનાં પાણી ફરી વળ્યાં અને રાજધાની ૩૦૦ માઈલ જેટલે દૂર કૌશાંબીમાં સ્થિર કરાઈ, જ્યાં સિકંદરના સમકાલીન પૌરવ સુધી એ જળવાઈ રહી (ઈ. પૂ. ૩૨૭ લગભગ). હસ્તિનાપુર પાછું ખુલ્લું થયું, પણ એના ઉપર નવી વસાહત થઈ નહિ. એનું ઉત્ખનન કરવામાં આવ્યું ત્યારે ચિત્રિત રાખોડી માટીનાં (PGW) પાત્ર મળ્યાં તેની કાલમર્યાદા ઈ. પૂ. આઠમી શતાબ્દીથી અગિયારમી શતાબ્દી સુધીની કહેવામાં આવે છે. લોઢાના પદાર્થોની પણ એ કાલમર્યાદા સ્વીકારવામાં આવી છે. ઇંદ્રપ્રસ્થમાં ગણ્ય કોટિનું કોઈ કામ જોવા મળતું નથી તેમ પાંડવો ત્યાં બહુ થોડું વસ્યા હતા એટલે પછી એનો વિકાસ ન પણ થયો હોય. મથુરામાંથી મળેલા પદાર્થોની હસ્તિનાપુરમાંથી મળેલા પદાર્થો સાથે માટીનાં પાત્રોના વિષયમાં સમાન કાલમર્યાદા કહેવામાં આવી છે. માહિષ્મતીએ પણ મહત્ત્વની કડીઓ સાંધી આપી છે. 'મહાભારત'નું મહત્ત્વનું સ્વરૂપ પાણિનિના સમય સુધીમાં જે કાંઈ બંધાયેલું હશે તેની ઉત્તર કાલમર્યાદા પણ આમ ઈ. પૂ. છઠ્ઠી શતાબ્દીની તો હોવામાં શંકા કરી શકાય એમ નથી. તત્ત્વજ્ઞાન અને ધર્મશાસ્ત્ર-રાજશાસ્ત્રને લગતા ભાગ એ પછીના હોઈ શકે. 'જય'માંથી 'ભારત' અને પછી 'ભારત'માંથી 'મહાભારત' થતાં સુધીમાં તો ભારતવર્ષમાં લોઢું વ્યાપક રીતે ઉપયોગમાં આવી ગયું હતું એ વિશે પણ હવે શંકા નથી.

ઉપર જોયું તે પ્રમાણે વાજસનેયી સંહિતા અને અથર્વવેદના સમયથી તો નિશ્ચિત રીતે 'લોઢું' જાણવામાં આવ્યું છે. એનો સમય ઈ. પૂ. દસમી શતાબ્દીથી તો આ બાજુનો નથી એટલે ઈ. પૂ. દસમીથી લઈ આઠમી સદી સુધીમાં 'લોઢા'નું અસ્તિત્વ હતું કે નહિ એ શોધવા મહત્ત્વનાં પ્રાચીન સ્થળોમાં વ્યાપક રીતે સપાટી–સમાંતર (horizontal) ઉત્ખનન કરવાં જોઈયે.

: ૪ :

તે તે યુગની કાલમર્યાદા નક્કી કરવામાં શિલ્પ–સ્થાપત્ય પણ ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે. પૃથ્વીની સપાટી ઉપર બચી ગયેલાં શિલ્પ–સ્થાપત્ય તેમજ અનેક કારણે નષ્ટ થઈ ગયેલાં નગરો–ગામો–નેસડા વગેરે દટાઈ ગયેલાં હોય તેવા ટીંબાઓનાં ખોદકામોમાંથી મળતાં માટી વગેરેનાં વાસણો અને મકાન તેમ કિલ્લાઓના અવશેષ આમાં ઉપકારક નીવડે છે. તે તે દેશનો સાંસ્કૃતિક વિકાસ જાણવા માટે આ સાધનોની પણ આજે અનિવાર્યતા સ્વીકારવામાં આવી છે. વાસણો દ્વારા તો આંતરદેશીય કિંવા આંતરરાષ્ટ્રિય સંબંધો જાણવાની પણ સુવિધા મળે છે. આદ્ય–ઇતિહાસકાલનો નિર્ણય કરવામાં તો આ સાધનોએ મહત્ત્વપૂર્ણ કડીઓ સાંધી આપી છે. ઈ. પૂર્વેની સદીઓમાં રોમથી ભારતવર્ષમાં મદિરા મૃદ્ભાંડોમાં ભરાઈને આવતી. 'રોમન એમ્ફોરા' સંજ્ઞાથી જાણીતાં આ વાસણોના ટુકડાઓની મદદે રોમની ઈ. પૂ. આઠમી શતાબ્દીમાં સ્થાપના થઈ ત્યાંથી લઈ ઈ. સ.ના આરંભ સુધીનો તે તે સ્થાનનો કાલ–નિર્ણય કરવામાં સરળતા થઈ છે. સચ્છિદ્ર મૃદ્ભાંડોના ટુકડા આપણને સરળતાથી હડપ્પા અને મોહેંજો–દડોનાં ઉત્ખનનોમાંથી પ્રાપ્ત સંસ્કૃતિ અને સભ્યતાના કાલ સુધી લઈ જાય છે. ઈ. સ. ના આરંભથી લઈને પણ જુદા જુદા કાલ નક્કી કરવામાં એ ખૂબ ઉપયોગી નીવડ્યાં છે.

બીજાં પણ અનેક પ્રકારનાં સાધન ભંગારના સ્વરૂપમાં મળતાં રહ્યાં છે તે બધાંએ ઇતિહાસકાલના તબક્કા નક્કી કરવામાં ભારે સહાય કરી છે.

બૌદ્ધ ગુફાઓના કાલની અને આ બાજુ આવતાં એમાં બુદ્ધની મૂર્તિઓના વિકાસે શિલ્પ–સ્થાપત્યની ચોક્કસ પ્રકારની પરંપરા પણ સ્થાપી આપી છે. કાલ નક્કી કરવામાં આ મૂર્તિવિધાને પણ પોતાની ખૂબ ઉપયોગિતા પુરવાર કરી આપી છે. આ દિશામાં આજે એટલી હદે ચોક્કસાઈ સાધી શકાઈ છે કે ઈ. સ. ના આરંભ પછીનો તે તે કાલ સરળતાથી મેળવી શકાય છે.

બૌદ્ધ ગુફાઓ અને ચૈત્યગૃહોના વિકાસમાં મંદિર-સ્થાપત્યનો વિકાસ થયો. એલોરામાંના ગુફાસમૂહોની વચ્ચે ઈ. સ. સાતમી-આઠમી શતાબ્દીમાં શૈવ કૈલાસ-મંદિર પહાડમાં જ આખું ને આખું કોતરી કાઢવામાં આવેલું તે જેમ આવા લગભગ અનન્ય કોટિના મંદિરનો 'ચૈત્ય' પ્રકારમાંથી થયેલો વિકાસ આપે છે તેમ પશ્ચિમ સૌરાષ્ટ્રમાંનું ગોપના ડુંગરાની દક્ષિણે વરતુ નદીના ઉત્તર કાંઠે આવેલું વિશાળ ઊભણી ઉપરનું સારી ઊંચાઈ ધરાવતું સૌર યા શૈવ મંદિર એના શિખરમાંના, ચૈત્ય-વાતાયનોના પ્રકારના-બૌદ્ધ ગુફાઓના અગ્ર ભાગમાં હોય છે તેના જેવા, સ્થાપત્યની મૌલિકતાનો ખ્યાલ આપે છે તેમજ કાલ પણ નિર્દેશે છે. ગુપ્ત-મૈત્રકકાલની સંધિમાં થયેલા સ્વીકારાયેલા આ સ્થાપત્યમાં ઉત્તરોત્તર થયેલો વિકાસ તે તે સમયની મર્યાદા નક્કી કરવામાં ખૂબ ઉપયોગી નીવડ્યો છે. એનાથી સ્વતંત્ર રીતે ઊભા શૈલ શિખરનો ખ્યાલ આપતો વિકાસ પણ આપણને ઉત્તરોત્તર ચોક્કસ પ્રકારની કાલમર્યાદા નક્કી કરી આપે છે. સોલંકીકાલમાં આ કોટિનો સમૃદ્ધ વિકાસ એની પહેલાંના વિકાસથી જુદો પડી જાય છે અને આપણે કહી શકિયે છિયે કે રોડાનાં અને ઓસિયાનાં મંદિર પૂર્વ કાલનાં કે કચ્છમાંનાં પુંઅરો કોટાય અને કેરાનાં મંદિર એ પછીના કાલનાં અને છતાં સોલંકી કાલની પહેલાંનાં. સોલંકીકાલ પછીનાં મંદિરોને પણ એ જ રીતે આપણે સરળતાથી ઓળખી લઇયે છિયે.

બૌદ્ધ, જૈન અને સર્વસામાન્ય, જેને અત્યારે આપણે 'હિંદુ' કહી જુદી પાડિયે છિયે તેવી, મૂર્તિઓનો વિકાસ પણ કાલમર્યાદા નક્કી કરવામાં ખૂબ જ માર્ગદર્શક બની રહે છે. ઉષ્ણીષ-મુકુટની મૂર્તિઓ અને કિરીટ-મુકુટની મૂર્તિઓનો વિકાસ એ મોટા કાલ તારવી આપી પોતપોતાના કાલના દર સેંકડે થતા વિકાસનો સરળતાથી ખ્યાલ આપે છે.

: ૫ :

ત્રીજું મહત્ત્વનું સાધન લિપિસ્થ છે. એ ગ્રંથો હોઈ શકે, એ સિક્કા મુદ્રાઓ શિલાલેખો-તામ્રલેખો-મૂર્તિલેખો તેમ ખત-પત્રો-પરવાના પણ હોઈ શકે. આ સાધનો આદ્ય-ઇતિહાસકાલનો તેમ ઇતિહાસકાલનો તે તે તબક્કો નક્કી કરવામાં સહાયક થઈ પડે છે.

હડપ્પા મોહેંજો-દડો લોથલ વગેરે સ્થાનોમાંથી મળેલ મુદ્રાઓ તેમજ મુદ્રાંકોમાં કોઈ પણ પ્રકારની એક લિપિ હોય તેવા સંકેત જે મળ્યા છે તે

હજી સુધી ઉકેલી શકાયા નથી, હમણાં હમણાં જે પ્રયત્ન થયા છે તેનાથી સર્વમાન્ય ઉકેલ લાવી શકાયો નથી. હડપ્પા અને મોહેંજો-દડોનાં મુદ્રાઓ અને મુદ્રાંકોમાં સંકેતોની પ્રમાણમાં વિપુલતા તે લોથલમાં મર્યાદિત બને છે, જે તે તે સંકેત-ઉચ્ચારણીય વર્ણચિત્રને બદલે વર્ણરૂપનો હોય એમ માનવા પ્રેરે છે, પણ અત્યારે તો એ વિશે કોઈ પણ પ્રકારના અનુમાન ઉપર આવવું સાહસરૂપ છે. કોઈ પણ પ્રકારની સળંગ વર્ણમાળા કે જુદી જુદી બે લિપિ ધરાવતાં સાધન ન મળે ત્યાંસુધી કદાચ આત્યંતિક નિર્ણય મેળવી ન પણ શકાય. એટલું કહેવું જોઇયે કે કોઈ પણ પ્રકારના સંશોધન-ક્ષેત્રમાં નિરાશ થવાનું સંશોધકો જાણતા નથી. સંશોધક કદી હતાશ થતો નથી; હતાશ થાય તો ત્યાં એ સંશોધકની કોટિ સર્વથા ગુમાવે છે.

ભારતીય ઇતિહાસને માટે એનું ગ્રંથસ્થ પ્રાચીનમાં પ્રાચીન સાધન ઋગ્વેદ છે. ભાષાવિકાસની દૃષ્ટિએ ખુદ ઋગ્વેદમાં પણ બે સ્તર તો ચોખ્ખા જોવામાં આવે છે. ઋગ્વેદની ચોક્કસ પ્રકારના ઘસારા તરફ આગળ વધતી ભાષા એના સુવ્યવસ્થિત સ્વરૂપમાં હશે ત્યારે એની સમૃદ્ધિ કઈ ઉચ્ચતા સાધી ગઈ હશે એ ઋગ્વેદની ભાષાના બચેલા સ્વરૂપથી પણ સમજાય એમ છે.

ઋગ્વેદના જૂના સ્તરનો જે કાલ હોય તેના કરતાં એ અસલ સ્વરૂપનો કાલ કેટલો જૂનો હશે એ કહેવું સરળ નથી, તો એવું સમૃદ્ધ સ્વરૂપ પોતાના વ્યવહાર માટે પ્રયોજતી પ્રજા કે પ્રજાનો ચોક્કસ સમૂહ પણ ભાષાની દૃષ્ટિએ સંસ્કારની કેટલી ઉચ્ચ માત્રાએ પહોંચેલ હશે એનો ખ્યાલ કરવા જતાં આપણે મૂંઝવણમાં મુકાઈ જઇયે છિયે, કારણ કે એને સિદ્ધ કરવાને માટે તો આપણે ઉત્ખનનોમાંથી પ્રાપ્ત સાધનોનો જ સહારો લેવા જવું પડે છે, જે વિશે અત્યાર સુધી થયેલાં ઉત્ખનનોમાંથી સફળતા મળી નથી. ઋગ્વેદ અને અથર્વવેદના જૂના સ્તર (સામવેદમાં તો મોટા ભાગનાં ઋગ્વેદનાં જ સૂક્ત છે) પછી ઋગ્વેદના નવા સ્તરનો અને બેઉ યજુર્વેદોની સંહિતાઓનો વિકાસ ભાષાના ઉત્તરોત્તર થતા આવતા ઘસારાનો ખ્યાલ આપે છે. પૌરાણિક માન્યતા પ્રમાણે કૃષ્ણદ્વૈપાયન વ્યાસે વેદોની સંહિતાઓ તે તે વેદના મથાળે અલગ પાડી પોતાના ચાર શિષ્યોને ભણાવી. ઋગ્વેદના દસમા મંડલમાં 'શંતનુ' નામ (૧૦-૯-૮), કાઠકસંહિતામાં 'ધૃતરાષ્ટ્ર વૈચિત્ર્યવીર્ય'નું નામ (૧૦૬), અથર્વવેદના દસમા કાંડમાં 'પૌરવવંશના ૭૩ મા રાજા પરિક્ષિત ૧ લા'નું નામ 'કૌરવ્યપતિ' તરીકે, જ્યારે ઐતરેય બ્રાહ્મણમાં 'જનમેજય

પારિક્ષિત'નું નામ મળે છે. આનાથી એક વાત અતિ સ્પષ્ટ છે કે સંહિતા-સાહિત્યમાં પરિક્ષિત ૧ લાનો અને આરણ્યક સાહિત્યમાં છેલ્લા જનમેજયનો નિર્દેશ હોઈ વૈદિકસંહિતાઓનો છેલ્લો પાઠ અને બ્રાહ્મણોનો સમય ઈ. પૂ. ૯૫૦ સુધીનો તો નિર્વિવાદ રીતે કહી શકાય. ઘોર આંગિરસના શિષ્ય દેવકીનંદન કૃષ્ણનો નિર્દેશ છાંદોગ્ય ઉપનિષદ(૩-૧૭-૮)માં આવતો હોઈ તટસ્થ રીતે પરિક્ષિત શંતનુ કૃષ્ણ અને જનમેજયનાં નામ સ્વાભાવિક રીતે જ ઐતિહાસિક ઠરે છે. (વૈચિત્ર્યવીર્ય ધૃતરાષ્ટ્ર એ શંતનુના પુત્ર વિચિત્ર-વીર્યનો પુત્ર નહિ, પણ કાશીનો કોઈ રાજવી હોવાનું પણ માલૂમ પડયું છે.) (હરિવંશ વિષ્ણુપુરાણ ભાગવત વગેરેમાં વિદ્યાભ્યાસ માટે કાશીમાં જન્મેલા (કાશ્ય) અને અવંતિપુર(ઉજ્જૈન)ના વતની સાંદીપનિને ત્યાં કૃષ્ણ-સંકર્ષણ ગયા હતા, આનાથી તો ઘોર આંગિરસ અન્ય સમઝાય છે.) મહાભારતનું યુદ્ધ થયું જ ન હોય અથવા એ ભાઈઓ ભાઈઓ વચ્ચેનો માત્ર કૌટુંબિક ઝઘડો જ હોય અને કવિએ મોટું સ્વરૂપ આપ્યું હોય, આ પ્રકારના, ડૉ. દિનેશચંદ્ર સરકારે ગયે મહિને ઉચ્ચારેલા, અભિપ્રાયમાં પણ છાંદોગ્ય ઉપનિષદના સહારે કૃષ્ણને તો ઐતિહાસિક વ્યક્તિ તરીકે સ્વીકારેલ છે. નાનો પણ કૌટુંબિક વિગ્રહ થયો હોય તોયે એમાં હથિયાર તો વપરાયાં જ હશે. કેટલાંયે સ્થળોનાં ઉત્ખનનોમાંથી બાણનાં ફળાં તલવારો ભાલાં વગેરે વગેરે મળે છે એટલે યુદ્ધનાં સાધન તો વપરાશમાં હતાં જ અને મહેસાણા પ્રદેશમાંથી મળેલી તાંબાની ત્રણ તલવાર તો આપણને તામ્રકાંસ્યયુગમાં લઈ જાય. આગ્રહ વિના કહિયે કે અથર્વવેદમાં લોઢાનો નિર્દેશ સ્પષ્ટ હોઈ ઈ. પૂ. ૧૦૦૦ માં લોઢું અસ્તિત્વમાં આવી ગયું હતું, એટલે યુદ્ધમાં વપરાયેલાં બાણનાં ફળાં તલવારો ભાલાં ગદા પરિઘ સાંગ વગેરે હથિયારો લોઢાનાં પણ હોય તેમ અન્ય ધાતુ-ખાસ કરી તાંબાનાં તેમ કાંસાનાં પણ હોય. અહીં એ વસ્તુ પણ સૂચવી શકાય કે ઋગ્વેદમાં વર્ણિત દાશરાજ્ઞ યુદ્ધ કદાચ ઈ. પૂ. ત્રેવીસમી શતાબ્દી સુધી જઈ પહોંચે એમ છે. આમાં પણ કોઈ અને કોઈ ધાતુનાં હથિયાર વપરાયાં હશે. એ લોઢાનાં ન હોય તો તાંબા અને કાંસાનાં હોઈ શકે. ભારતયુદ્ધમાં પણ હથિયાર ભિન્ન ધાતુનાં પણ હોય. અહીં એ પણ સૂચવવું ઠીક થઈ પડશે કે ભારતયુદ્ધનાં વર્ણન આપતો ભીષ્માદિ પર્વોનો ભાગ ઈ. પૂ. છઠ્ઠી શતાબ્દી સુધીમાં નિશ્ચિત થયેલો છે એટલે કવિએ લોઢાનાં હથિયાર વર્ણિત કર્યાં હોય તો એ આશ્ચર્યની વાત ન હોય. મોટા પાયા ઉપર પૃથ્વીતળમાં ઊંડા ખાડા પાડીને (vertically) તેમ સપાટીસમાંતર (horizontally) ખોદકામ કરીને વ્યાપક ઉત્ખનનો તો પ્રાચીનતમ

સ્થાનોનાં થયાં જ નથી, એટલે આ બધાંનો નિર્ણય સરળતાથી થતો નથી. અરે કાર્બન-૧૪ ના કાલનિર્ણય તરફ પણ ખુદ વિજ્ઞાનવિશારદો પણ શંકાની નજરે જોવા લાગ્યા છે, એટલે આશા રાખી શકાય કે આજ સુધી વૈજ્ઞાનિક રીતે નક્કી થયેલી કાલમર્યાદા થોડી વહેલી પણ જાય.

વૈદિક સાહિત્ય-સંહિતાઓ બ્રાહ્મણો આરણ્યકો-પ્રાચીન ઉપનિષદો આ શ્રુતપરંપરાએ ઊતરી આવેલું હોઈ એમાં પાઠાંતર ભાગ્યેજ મળે છે; અને પાઠાંતર હોય તો તે તે સંહિતાની થયેલી શાખાઓના પાઠમાં જ. આ પૂર્વે 'લિપિ લિબિ' શબ્દનો નિર્દેશ કરે છે તેમ ઉચ્ચારણોના વિષયમાં એ એવા વિકલ્પ બતાવે છે કે જેમાં એ લખાતા હોય તો જ વિકલ્પ લાગે, અન્યથા નહિ; જેમકે 'अनुस्वारस्य ययि परसवर्णः (૮-૪-૫૮)-य-व-ल અને વર્ગીય વ્યંજનોની પૂર્વે અનુસ્વારને સ્થળે અનુનાસિક य-व-ल અને અનુક્રમે વર્ગીય અનુનાસિક થાય, અને वा पदान्तस्य (૮-૪-૫૯)-પદને અંતે અનુસ્વાર હોય અને એના પછી य-व-ल કે વર્ગીય વ્યંજનો આવે તો વિકલ્પે. વળી સવર્ણ વ્યંજનોમાં અલ્પપ્રાણ+મહાપ્રાણનો મહાપ્રાણ+મહાપ્રાણ એવો झलां जश् झशि (૮-૪-૫૩) અને खरि च (૮-૪-૫૫) પ્રમાણે મળતો વિકલ્પ. આનો એ જ અર્થ થયો કે આ માત્ર લેખનનો વિષય છે એટલે પાણિનિના સમયમાં ઈ. પૂર્વે છઠ્ઠી શતાબ્દીમાં તો વર્ણસંકેતવાળી લિપિ હતી. અને અશોકના સમયનાં તો ધર્મશાસન મળ્યાં જ છે એટલે ઈ. પૂર્વે ત્રીજી શતાબ્દીમાં તો ભારતીય પ્રત્યેક ઉચ્ચારણને માટે સુશ્લિષ્ટ સરળ વર્ણમાળા હતી જ. એ ખરું કે પાણિનિના સમયમાં એ જ વર્ણમાળા હતી કે નહિ એનો નિશ્ચય કરવાનાં સાધન આપણી પાસે નથી. અશોકના સમય (ઈ. પૂ ૨૭૩-૨૩૭)ની પહેલાં પણ વિષ્ણુગુપ્ત ચાણક્ય કૌટિલ્યનું ગદ્યસ્વરૂપ 'અર્થશાસ્ત્ર' અસ્તિત્વમાં આવી ગયું હતું. સૂત્રસાહિત્ય સંક્ષેપમાં હોઈને તેમ મહાભારતાદિ સાહિત્ય પદ્યાત્મક હોઈને એ યાદ રાખીને પણ સાચવી રખાયેલાં મળે, પણ ગદ્ય-સાહિત્ય સાચવવું મુશ્કેલ ગણાય, એટલે જ છેક બ્રાહ્મણગ્રંથોથી લઈ લિપિસ્થ કરવાની પરંપરા હોય અને એ પણ વર્ણસંકેતો દ્વારા. બ્રાહ્મીલિપિમાં સ્વરોની મદદથી થતી બારાખડી એ માત્ર ભારતીય અદ્‌ભુતતા છે. ઉચ્ચારણમાં અર્ધમાત્રાના લાઘવને ચાહનારા ભારતીય વિદ્વાનોએ લિપિવિદ્યામાં પણ અસાધારણ લાઘવ આપ્યું છે એ લિપિવિકાસના લાંબા ગાળાનો ખ્યાલ આપે છે. પાણિનિથી પણ બે સૈકા જૂના સ્વીકારાયેલા યાસ્કના 'નિરુક્ત'માં

પણ આ પદ્ધતિનો સ્વીકાર સહજ અને સ્વાભાવિક રીતે થયો હશે, એમ માનવામાં બાધ નથી, ભલે ઉત્કીર્ણ સ્વરૂપે એટલા જૂના કાલનાં સાધન ન મળ્યાં હોય.

ઉપર બતાવાયું તેમ 'મહાભારત' શબ્દનો પરિચય પાણિનિને હતો જ એટલે કોઈ પણ સ્વરૂપમાં એને 'મહાભારત' જાણીતું જ, એ સાથે પાણિનિના સમયમાં ભારતી ભાષાનું જે સ્વરૂપ બચેલું હતું તેને 'લોકભાષા' કહી એનાથી જે કાંઈ જૂનું સ્વરૂપ હતું તેને એણે छन्दसि કહી અલગ કરી આપ્યું. એ પરિપાટી આગળ વધીને પતંજલિના સમયમાં (ઈ. પૂ. ૧૫૦ આસપાસ) 'સંસ્કૃત ભાષા' તરીકે, પાણિનિએ તારવી આપેલી, લોકભાષા જાણીતી તેમ ગ્રંથકારોને માટે અનિવાર્ય રીતે સ્વીકાર્ય બની ગઈ.

પાણિનિના સમયની સમાંતર રીતે બૌદ્ધ સાહિત્યને માટે માગધ કે પાલી ભાષા અને જૈન સાહિત્યને માટે અર્ધમાગધ કે અર્ધમાગધી ભાષા વૈદિક ભારતી ભાષા–गीर्वाण भारतीમાંથી સ્વતંત્ર વિકસી આવતી હતી, બીજી પ્રાકૃતો પણ વિકસી આવતી હતી. ઈ. સ.ની પહેલી શતાબ્દીના કે થોડું વહેલાંના ગુણાઢ્યની 'બૃહત્કથા' પૈશાચી પ્રાકૃતમાં જાણીતી હતી; ભલે, એ કાલબળે સર્વથા નષ્ટ થઈ ગઈ.

ઇતિહાસના સંશોધકોની સામે આમ ભારતવર્ષમાં વિકસેલી તે તે ભાષાનું લિપિસ્થ–ગ્રંથસ્થ થયેલું સાધન રહેલું હોઈ તે તે કાલનો ઇતિહાસ તારવવાને સમકાલીન સાધનો ઉકેલી શકવા જેટલું જ્ઞાન અપેક્ષિત ખરું જ. સમકાલીન સાધનોમાં પણ વિવેક કરવો અનિવાર્ય બની રહે છે. ઉદાહરણ તરીકે એક બાજુ સિક્કા–શિલાલેખો–તામ્રલેખો હોય, તો બીજી બાજુ કથા–સાહિત્ય કાવ્ય–સાહિત્ય નાટ્ય–સાહિત્ય અને પુરાણ–પ્રકારનું વિપુલ સાહિત્ય; પ્રામાણિકતાના વિષયમાં આ બે વિભાગોનો વિવેક અનિવાર્ય બની રહે છે. 'મહાભારત'ની વાત કરતાં પણ આ વિવેક કરવો પડે છે, તો 'રામાયણ' તો મહાકાવ્ય જ છે. પુરાણો જૂની–નવી કથાઓ અને આખ્યાયિકાઓનું દંતકથાના રૂપમાં જે કાંઈ વિકસ્યું તેનો પરિચય સુલભ કરી આપે છે; સંભવ છે કે પુરાણકારે પોતાની કલ્પનાઓનું ભારણ પૂર્વના ઐતિહાસિક પ્રસંગોમાં જ નહિ, પૌરાણિક કથાપ્રસંગોમાં પણ કરી નાખ્યું હોય, જ્યારે ઐતિહાસિક કાવ્ય–સાહિત્ય તેમ નાટ્ય–સાહિત્ય અને આખ્યાયિકા–સાહિત્યમાં તો કવિએ કવિ–સંપ્રદાય પ્રમાણે બનાવોને ઊલટ–પાલટ કરી નાખ્યા હોય,

પોતા તરફથી કાલ્પનિક બનાવો તેમજ પાત્રોની ઉમેરણી પણ કરી હોય, અને સંખ્યાબંધ બનેલા બનાવોને સમૂળગા આપ્યા જ ન હોય. સમ્રાટ હર્ષવર્ધનની પ્રશસ્તિમાં બાણે રચેલા 'હર્ષચરિત'માં જેમ આનો અનુભવ કરી શકિયે છિયે તેમ છેક ભાસથી લઈ આજના નાટ્યકાર સુધી પણ કરી શકિયે છિયે. પશ્ચિમમાંથી મેળવેલો ઐતિહાસિક નવલકથાઓનો પ્રકાર પણ પ્રસંગ–ચિત્રણના વિષયમાં આ કોટિમાં જ આવી જાય છે.

સિક્કા, શિલાલેખો, તામ્રલેખો, જ્યાં પ્રાપ્ય છે ત્યાં ગ્રંથોની પુષ્પિકાઓને અંતે લખાયેલી નાની મોટી પ્રશસ્તિઓ સમકાલીન હોય તો એ બધાં ઇતિહાસ–સંશોધકને પ્રમાણની દૃષ્ટિએ મહત્ત્વનાં છે. આમાં સિક્કા પ્રમાણ-મૂર્ધન્ય, બાકીનામાં એવું પણ બને કે નબળી બાજુ આપી જ ન હોય અથવા જુદા સ્વરૂપે અપાઈ હોય. આ વિષયમાં એક વિશિષ્ટ સાવધાની શિલાલેખો–તામ્રલેખોના વિષયમાં રાખવાની રહે છે. આમાં તામ્રલેખો તો તામ્રદાનશાસનો હોય છે એટલે એવું પણ બન્યું છે કે પોતાના પૂર્વજને અમુક રાજાએ અમુક જમીન કે ગામનો ગરાસ આપ્યો છે એવું બતાવી પોતાનો અધિકાર સ્થાપવા સૈકાઓ પછી નવાં કોતરાવી જૂનાં તરીકે ખપાવવાનો પ્રયત્ન કરે, પણ તત્કાલીન લિપિ શૈલી સમય–નિર્દેશ વગેરે જુદાં પડી જતાં હોઈ ચિકિત્સામાં એ ખરી પડે છે. શિલાલેખો પણ મુસ્લિમ-કાલમાં આવા મૂળ કાલ કરતાં મોડેથી કોતરાયેલા મળી આવ્યા પણ છે; એ પણ એ રીતે પકડાઈ જાય છે.

પ્રશસ્તિઓ તો હકીકતે ઐતિહાસિક નોંધો જ છે અને ઇતિહા લેખનમાં એ ખૂબ ઉપયોગી છે.

પ્રામાણિક સાધનો મળ્યા પછી પણ એના વાચનારા વિદ્વાનો વાંચવામાં કરેલી ભૂલો પણ એવાં સંપાદનોનો ઉપયોગ કરનારને બીજે ર. દોરે; એટલે જ અસલ સાધનો જોઈને, અસલ સાધનો સુલભ ન હોય અ એનાં 'રબિંગ' સુલભ હોય તો એ જોઇને, આગળ વધવું જોઇયે. પ્રભા પાટણના ભદ્રકાલીના કુમારપાલના સમયના લેખમાં रावणो दारवीर्यं ने બદ रावणोदारवीर्यः કે અર્જુનદેવ વાઘેલાના રવેચી માતાના મંદિરમાંના લેખ घृतघटयांને બદલે घृतपद्यां જેવી ભૂલો વર્ષો સુધી ચાલુ રહ્યા કરી હોય.

આ પછી મહત્ત્વનો પ્રશ્ન અર્થઘટનનો આવે છે. ઇતિહાસ–સંશો તેથી ભાષાંતરો ઉપર સર્વથા વિશ્વાસ રાખવો ન જોઇયે, ઉપરની રીતે

વાચનાને કસ્યા પછી મૂળના અર્થથી ભાષાંતરકાર જુદો પડતો માલૂમ પડે તો ત્યાં સભાન બની 'આ કે એ' એવા નિર્ણય પર આવવા સાવધાન રહેવું જોઇયે. કુમારપાલના સમયના માંગરોળ–સોરઠની સોઢળીવાવમાં સચવાયેલા સં. ૧૨૦૨ ના મૂલુક ગોહિલના શિલાલેખમાં એના પિતાને એણે चौलुक्यांगनिगूहकः કહ્યો છે ત્યાં અર્થઘટનની ભાષાંતર કરનારાઓમાં વિસંગતિ સ્પર્શી ગઈ છે. 'ચૌલુકયોનો અંગરક્ષક' એવો સ્પષ્ટ અર્થ હોવા છતાં 'ચૌલુકયોની કીર્તિને કલંક લગાડનાર' અર્થ કયાંથી ઊભો થયો? શિલાલેખોની વાત કરતાં ગુજરાત–સૌરાષ્ટ્ર–કચ્છ તેમજ રાજસ્થાનમાં પણ મૃતાત્માઓની કે હુતાત્માઓની સ્મૃતિમાં ખડા કરવામાં આવેલા યષ્ટિ–લેખો યાને પાળિયા–પાવળિયા જૂનામાં જૂના ક્ષત્રપકાલના મળી આવ્યા છે, પછી અગિયારમી સદીથી તો ઉત્તરોત્તર એની સંખ્યા વધતી જ ચાલે છે. એમાં વર્ષ–માસ-પક્ષ-તિથિ–વાર ઉપરાંત કયા રાજાના સમયમાં આ પાળિયો થયો એનો મોટે ભાગે ઉલ્લેખ કરવામાં આવેલ હોય છે, પછી કેવા પ્રસંગમાં મરણ થયું એનો નિર્દેશ હોય છે, જે આંતરિક કે બાહ્ય કોઈ આક્રમણને ઉદ્દેશી થયો હોય છે. રાજાનો રાજ્યકાલ નક્કી કરવામાં આ, સિક્કાઓની જેમ, ઉપયોગી થઈ પડે છે.

પાળિયાઓનો એક વિશિષ્ટ ઉપયોગ તો એમાંની ભાષાના વિષયમાં રહે છે. સામાન્ય રીતે સંસ્કૃતમાં ઉટ્ટંકિત થતા આમાંના લેખોમાં આ બાજુ આવતાં સ્થાનિક ભાષામાં પણ મરણની વિગત અપાયેલી હોય છે. આને લીધે ભાષાની ક્રમિક ભૂમિકાઓ સમઝવામાં પણ એ ઉપયોગી થઈ પડે છે.

તામ્રપત્રોની કિંમત શિલાલેખો જેટલી જ છે. આપણે જાણિયે જ છિયે કે મૈત્રકકાલનો ઇતિહાસ કેવળ તામ્ર દાનશાસનોની મદદથી મેળવવામાં આવ્યો છે.

આટલું જ એક મહત્ત્વનું સાધન પથ્થરની કે ધાતુઓની મૂર્તિઓની પીઠિકામાં તેમજ બેસણીમાં કોતરાયેલા નાના મૂર્તિલેખોનું છે. એ પ્રકાર તો પાળિયા જેવો જ છે, પણ આમાં એ મૂર્તિ કોણે કરાવી, કોણે પ્રતિષ્ઠિત કરાવી, આ વિગત આપવામાં આવી હોય છે. મૂર્તિઓના આ લેખોમાં ઘણી વાર રાજા વિશે નિર્દેશ નથી પણ હોતો, પણ ધર્માચાર્યો વિશે માહિતી મળી રહે છે.

શુદ્ધ ઇતિહાસ-લેખનમાં પ્રગાઢ સાંપ્રદાયિકતા પણ વિઘ્ન કરે છે. આ વસ્તુ ખાસ કરીને ધર્મ-કથાનકોમાં વિશેષ રીતે માલૂમ પડી આવે છે અને એ છેક આજ સુધી ઊતરી આવી છે. ઇતિહાસ-સંશોધન ક્ષેત્રે વ્યવસ્થિત કેડી પાડી આપનારા યુરોપીય વિદ્વાનોએ પણ એમની ઘેરી સાંપ્રદાયિકતામાં ભારતીય ઉપખંડના પ્રાચીન ઇતિહાસના નિરૂપણના વિષયમાં અન્યથા પ્રકારની માન્યતાઓને જલબેસલાક બેસાડી દીધી છે. પ્રજાઓનાં સ્થળાંતર એ નવી વસ્તુ નથી, આજના યુગમાં પણ એવાં સ્થળાંતર થાય પણ છે. યુરોપીય વિદ્વાનોએ એ ગૃહીત લીધું કે એમના અને ભારતીય ઊજળી પ્રજાના પૂર્વજ 'આર્ય' હતા અને એમાંના કેટલાક સમૂહ સ્થળાંતર કરતા સપ્તસિંધુના પ્રદેશમાં આવી ઠર્યા, અને એમના ઇન્દ્રનું પુરંદર એક વિશેષણ હોઈ ભારત-વર્ષની ભૂમિમાંની સંસ્કારી કોઈ આર્યેતર પ્રજાનાં સમૃદ્ધ કિલ્લાવાળાં પુરોનો વિધ્વંસ કરી ઋગ્વેદીય આરણ્યક સંસ્કૃતિનો પ્રથમ ઉત્તર પશ્ચિમ ભૂભાગમાં પ્રસાર કર્યો, સૈકાઓના વિકાસમાં આ પ્રજાના વિભિન્ન રાજવંશોએ ફેલાતાં ફેલાતાં ભારતવર્ષના લગભગ બધા પ્રદેશો પર પ્રભુત્વ જમાવી આર્ય પ્રજાનું વર્ચસ સ્થાપ્યું. અહીં નોંધવું જોઇયે કે સૂક્તોમાંના કેટલાક વિશિષ્ટ નિર્દેશોને કારણે કૈ. વા. લોકમાન્ય બાળગંગાધર ટીળકે તો આર્યોનો મૂળ નિવાસ છેક ઉત્તર ધ્રુવના પ્રદેશમાં હોવાનું તારવી આપ્યું. આમ એમણે આર્યોનો સપ્તસિંધુ સુધીનો પ્રસાર તો માન્ય રાખ્યો જ. આ પ્રસારને તાત્ત્વિક સ્વરૂપમાં સ્વીકારિયે, આમ છતાં આ ઋગ્વેદીય, કહેવાતી ઊજળી, પ્રજા ભારતવર્ષની બહારના કોઈ પ્રદેશ કે પ્રદેશોમાંથી આવી એવું ઋગ્વેદમાં આછું પણ સૂચન નથી મળતું એનું આશ્ચર્ય યુરોપીય વિદ્વાનોને પણ થયા કર્યું છે. માનવવંશશાસ્ત્રના એક સિદ્ધાંત પ્રમાણે પ્રજાઓનાં ઉત્થાન પૂર્વમાંથી પશ્ચિમ તરફ થયાં છે. સન ૧૮૦૬ માં જેનું અવસાન થઈ ચૂકેલું તેવા, યુરોપમાં તુલનાત્મક ભાષાશાસ્ત્રના આદિ વિદ્વાન તરીકે સ્વીકારાયેલા, 'એડેલુંગ' નામના જર્મન વિદ્વાને માનવ-પ્રજાનું ઉત્થાન કાશ્મીરમાંથી થયાનું કહેલું એ વાતને પાછળથી હેતુપૂર્વક દબાવી દેવામાં આવી. એ પછી ઝંદ-અવેસ્તાનો અભ્યાસ સુલભ બનતાં અને ઈરાન તેમજ ભારતવર્ષના પ્રાચીન સાહિત્યનો તેમજ પ્રાચી વૈદિક પ્રજાનો એકમેક સાથે નજીકનો સંબંધ પકડાયો અને પછી 'વેન્દિદા નામના પ્રકરણનો અભ્યાસ કરી મૂળ સ્થાન મધ્ય એશિયા હોવાનો પ્રચા થયો. યુરોપનાં ભિન્ન ભિન્ન સ્થાનો માટેની હોંશાતોશીના ફ્લસ્વરૂપે મે. મ્યૂલરે પામીરથી લઈને મધ્ય એશિયાના પ્રદેશ સુધીમાં મૂળ જોયું. કોઇ ખ્યાલ રહ્યો નહિ કે મેકસમ્યૂલરે મધ્યવર્તી ઉકેલ જ કાઢી આપ્યો, કાર

કે પામીરનો ઉચ્ચ પ્રદેશ બરોબર કાશ્મીરને મથાળે આવી રહ્યો છે, જે અત્યારના નકશામાં અફઘાનિસ્તાનના તાબાનો છે–એક સાંકડી પટ્ટીથી એ દર્શાવાયો છે. ઊજળી અસલ પ્રજાની સ્વાભાવિકતા અવિકલ સ્વરૂપે કાશ્મીરમાં સચવાઈ, જેવી ઈરાનમાં; અફઘાનિસ્તાનનો પ્રદેશ તો પ્રાચીન ભારતવર્ષનો જ ભાગ છે એટલે ઈરાનની અને પ્રાચીન ભારતવર્ષની સરહદ એકરૂપ જ.

અહીં પ્રસંગવશાત્ ન્યાયમૂર્તિ પાર્જિટરે આ વિશેનો ઉચ્ચારેલો મત ધ્યાનમાં લેવા જેવો છે: 'ઐલવંશનું મૂળ' એ વિશે વિચાર આપતાં એમણે ઐલવંશને શુદ્ધ આર્યવંશ કહ્યો છે (જેમાં યાદવો હૈહયો દ્રુહ્યુઓ તુર્વસુઓ કાન્યકુબ્જીયો પૌરવો કાશ્યો અને બેઉ પ્રકારના આનવોનો સમાવેશ થઈ જાય છે) અને મૂળ પુરુષ પુરૂરવા ઐલને 'મધ્ય હિમાલય પ્રદેશ' (Middle Himalayan region)નો કહ્યો છે. અનુશ્રુતિઓ પણ એનો સંબંધ એ પ્રદેશ સાથે જોડે છે. એની પત્ની ઉર્વશી ગાંધર્વી (બીજી સંજ્ઞા 'અપ્સરા') હતી. એનો સંબંધ પણ ગંધર્વો અને ગંધર્વોના પ્રદેશ સાથે હતો. ભારતીયોનાં બધાં તીર્થસ્થાન હિમાલયમાં જ કહ્યાં છે. ભારતીય પરંપરામાં અફઘાનિસ્તાન તરફથી કોઈ આવ્યાનો જરા જેટલો નિર્દેશ નથી કે ત્યાંથી પૂર્વ તરફ કોઈ આગળ વધ્યું નથી. એનાથી ઊલટું, પૂરતાં પ્રમાણ મળે છે કે ઐલવંશના દ્રુહ્યુઓ વાયવ્ય પ્રાંતના રસ્તે પશ્ચિમ તરફ આગળ વધ્યા હતા, જ્યાં એઓએ ઘણાં રાજ્ય સ્થાપ્યાં અને ત્યાંની પ્રજામાં ભારતીય ધર્મનો પ્રસાર કર્યો. અહીં ઉમેરી શકાય કે ઋગ્વેદ–અથર્વવેદના પણિઓ પણ આ માર્ગે જ પશ્ચિમમાં આગળ વધ્યા. ઈરાનમાં પણ અહીંથી ભારતીયો ગયા.

ઋગ્વેદમાં असुर શબ્દ માનવાચક છે, वरुणने असुर કહ્યો છે. શુક્રાચાર્ય પોતાના અનુયાયીઓ સાથે સપ્તસિંધુના પ્રદેશમાંથી ખસ્યા અને અનુયાયીઓ સાથે ઈરાનમાં સ્થિર થયા, ને ત્યાં अहुरमज्दने માનનારો જરથુસ્ત્ર સંપ્રદાય વિકસ્યો.

પુરાણોમાં કહેલા 'ઇલાવૃત' પ્રદેશનું સ્થાન પણ ઉત્તરમાં છે. ઋગ્વેદમાં 'ઐલ'(પુરૂરવાનું નામ) શબ્દ મળે છે. આમાં ઉમેરો કરે તેવી વસ્તુ બોધાઝકૂઈ (તુર્કસ્તાન)માંથી મિત્ર વરુણ ઇંદ્ર અને નાસત્યના ઉલ્લેખ કરતી તકતીઓ જાણવામાં આવી છે તે છે. ત્યાં જે કાંઈ ગયું તે ભારતવર્ષમાંથી. આ કાલ ઈ. પૂ. ૧૪૦૦નો. આ સંદર્ભમાં ત્યાંની હિત્તી રાજા અને મિત્તાનીના રાજા વચ્ચેની સંધિ ધ્યાનમાં લેવી જોઇયે. ઋગ્વેદની પ્રાચીન પ્રજાનું મૂળ સ્થાન કાશ્મીર હોય તો એ મધ્ય હિમાલયના પ્રદેશથી કાંઈ દૂર નથી.

આની ચર્ચા અહીં અપ્રસ્તુત છે, પરંતુ જે કોઈ નાની મોટી સંખ્યામાં મધ્ય હિમાલય પ્રદેશમાંથી અને/અથવા કાશ્મીરના પ્રાચીન સરોવરને ઉપરને કાંઠે વસતી હતી તે પ્રજા એ પ્રાચીન સરોવર નષ્ટ થતાં વધુ વિસ્તારમાં પથરાઈ અને સપ્તસિંધુના પ્રદેશમાં એ સંસ્કૃત પ્રજાએ જે પ્રદાન કર્યું તે ઋગ્વેદના પ્રાચીન ભાગ અને વૈદિક પ્રાચીન સંસ્કૃતિ. પોટ નામના એક વિદ્વાને એક વ્યાપક સિદ્ધાંત બતાવ્યો હતો કે પ્રજાનાં ઉત્થાન હમેશાં સૂર્યના માર્ગને અનુસરીને થયાં છે, અર્થાત્ પૂર્વમાંથી પશ્ચિમમાં, એની આ રીતે ચરિતાર્થતા સમઝાય છે. પ્રાચીન પણિઓ તે આ વૈદિક પ્રજામાંથી છૂટો પડેલો અંશ, જેમને વેદમાં 'વ્રાત્ય' કહ્યા છે; 'ફિનિશિયનો' તે આ કહેવાય છે. એ વેપારીઓ યુરોપમાં પથરાઈ ગયા. તેમ પાર્જિટર કહે છે તે દ્રુહ્યુઓ પણ આજની યુરોપીય ઊજળી પ્રજાના પૂર્વજ હોય તો એ આ સંભવે. ઊજળી સમગ્ર પ્રજામાં સુરેખપણું અને સૌંદર્ય જોવાં હોય તો એના અસલ સ્વરૂપમાં હિમાલયના મધ્ય પ્રદેશમાં તેમ કાશ્મીરમાં જ ઉચ્ચ માત્રામાં જોવા મળશે.

ભારતવર્ષમાં વિકસેલો 'ચંદ્રવંશ' એટલે કે 'ઐલવંશ' એ આ ઊજળી પ્રજાનો મૂળ પ્રકાર છે. 'સૂર્યવંશ' કિંવા 'ઇક્ષ્વાકુવંશ (બીજી બેઉ શાખાઓ સાથે)' અહીં આવી મિશ્રિત થઈ ગયો સંભવે. શરીરના વર્ણથી આ સંજ્ઞાઓની જે પરખ હતી તેણે પૌરાણિક સાહિત્યમાં દૈવી મૂળ આપી દીધાં. આ પ્રજા તે કાશ્મીર અને ત્રિવિષ્ટપની—મધ્ય અને ઉત્તર હિમાલય પ્રદેશની. આનાથી વર્ણનું સમાધાન મળી જાય. ભારતીય અલંકાર-શાસ્ત્રમાં કાંચનવર્ણી સ્ત્રીના સૌંદર્યની ઉત્તમતા પાછળ, સંભવ છે કે, આવું કોઈ કારણ હોય.

આદ્ય-ઇતિહાસ નક્કી કરવાને માટેનાં સાધન, પ્રામાણિક સ્વરૂપે તો, ભૂગર્ભમાં દટાયેલાંમાંથી જે કાંઈ અલ્પ-સ્વરૂપ મળ્યાં તે જ. એ જેમ જેમ વિશેષ પ્રમાણમાં નીકળતાં આવે તેમ તેમ એ સાધનોનો સમકાલીન ઇતિહાસ પ્રાપ્ત કરવામાં ઉપયોગ સહાયક થતો રહે. ગ્રંથસ્થ સાહિત્ય એમાં માત્ર ટાપસી પૂરી શકે. ગ્રંથસ્થ સાહિત્યમાં જે કાંઈ લખ્યું તે તે તે કાલનો ઇતિહાસ એમ માની લેવામાં તો સર્વથા સાહસ છે. એ દૃષ્ટિએ વૈદિક સંહિતાઓથી લઈ ઉત્તરકાલીન વૈદિક સાહિત્ય, પછી સૂત્રસાહિત્ય, મહાભારત-રામાયણ અને પ્રાચીન સ્મૃતિસાહિત્યને જોવાં પડે. મહાભારત અને રામાયણની સમીક્ષિત વાચનાઓ આપણને હવે સુલભ થઈ ચૂકી છે. એ વાચનાઓ ઈ. સ. ની

પહેલી–બીજી સદીથી જૂને તો નથી જ જતી. તેથી જ ' મહાભારત 'ની સમીક્ષિત વાચનામાં પણ વહેલાંના ક્ષેપક ભાગ વિદ્વાનોની સૂક્ષ્મ વિચારણા કિંવા વિવેચનની ઉચ્ચ કોટિની તારવણીમાં જોવા મળે છે. પુરાણોની સમીક્ષિત વાચનાઓ તો હજી થઈ નથી. ' હરિવંશ ' જેવા ' મહાભારત 'ના ખિલપર્વને પછી પંચલક્ષણી પુરાણ બનાવ્યું, જેની સમીક્ષિત વાચના પ્રમાણે શ્લોક–સંખ્યા ૬,૦૭૩ ની છે, જેમાં ઉમેરાયે ૧૮,૦૦૦ ની થઈ. 'હરિવંશ' સાથે 'મહાભારત'ની સમીક્ષિત વાચનાની શ્લોકસંખ્યા ૭૮,૬૭૫ છે તેની સામે દક્ષિણની વાચનામાં સંખ્યા ૧,૩૦,૦૦૦ ની. જ્યાં સમીક્ષિત વાચનાઓમાં પણ હજી અંદર પાછળના ઉમેરા આંખે ચડે છે, તો પછી જેઓની સમીક્ષિત વાચનાઓ નથી થઈ તેવા પુરાણગ્રંથોની તો વાત જ શી કરવી ? તેથી જ નિર્ણયો તરફ આવવા માટે ખૂબ જ સાવધાન રહેવું પડે છે. બૌદ્ધ સાહિત્ય તેમજ જૈન આગમ સાહિત્યના વિષયમાં પણ આવા જ પ્રકારની સાવધાની અનિવાર્ય છે. આ બાજુ આવતાં તૈયાર થયેલું જૈન કથાસાહિત્ય આમાં વળી ખૂબ આગળ વધી ગયું છે અને પૌરાણિક કથાનકોની સૂરત જ બદલી નાખી છે.

ઐતિહાસિક આખ્યાયિકા–સાહિત્ય, એવું નાટ્ય–સાહિત્ય તેમજ કાવ્ય–સાહિત્ય સમકાલીન ઐતિહાસિક પાત્રોને વિશે જે કાંઈ વાત કરતાં હોય તેના વિષયમાં પણ ખૂબ સાવધાન રહેવું જોઇયે, એમાંના ઐતિહાસિક તત્ત્વને તારવવામાં ભારે સભાન રહેવું જોઇયે; ઉત્તરકાલીનતા જેમ જેમ આ બાજુ આવતી જાય તેમ તેમ તો એ વધારે વિરૂપ થવાનું જ અને ત્યારે તો અતિમાત્રામાં સાવધાન રહેવું જોઇયે. આમાં જ્યાં ક્યાંય પણ અમાનુષીય ચમત્કાર–તત્ત્વ ભળ્યું કે ત્યાં પછી ઇતિહાસ શોધવામાં હાથ જ ધોઈ નાખ્યા. ' માલવિકાગ્નિમિત્ર ' જેવામાં ઇતિહાસને આપણે સરળતાથી પકડી પણ લઇયે, ' હર્ષચરિત 'માંથી પણ પકડી લઇયે, અને આ. હેમચંદ્રના ' દ્વયાશ્રય કાવ્ય 'માંથી પણ પકડી લઇયે, પણ આ બધાં સ્થાનોમાં સાત ગળણે ગાળીને હકીકતો તારવવી પડે. ( આપણો અનુભવ છે કે ' દ્વયાશ્રય કાવ્ય ' વગેરેમાં ચમત્કારોની ભરમાર છે અને એને કારણે શુદ્ધ ઇતિહાસ તારવવામાં ભારે સભાન રહેવું પડે છે. ) વર્ણ્ય તે તે નાયકની મહત્તા ગાવાની ધૂનમાં એ કવિને પનારે પડેલાં વિરોધી પાત્રોની કેવી બૂરી ચિત્રણા થાય છે એનો જો તટસ્થતાથી વિચાર કરિયે તો એમાંની અત્યુક્તિઓનો ઉકેલ લાવવામાં થોડીઘણી પણ સફળતા જરૂર મળે.

ગુજરાતના ઇતિહાસની જ વાત કરતાં સોલંકીકાલમાં, સોલંકી–વાઘેલા–કાલમાં, અને એ પછીના નજીકના કાલમાં લખાયેલું પ્રબંધ–સાહિત્ય તેમ થોડાં તીર્થ–માહાત્મ્ય પણ મળે છે, નવાં પુરાણ પણ જોવા મળે છે, તો જૂનાં પુરાણોમાં નવા નવા થયેલા મોટા ઉમેરા પણ જોવા મળે છે; ઉ. ત. પુરાણોમાં 'સ્કંદપુરાણ.' આની રચના મૈત્રકકાલના પૂર્વાર્ધમાં ક્યાંક થઈ, કારણ કે એણે સૌરાષ્ટ્રનો હોય તેવા એક રાજવી 'ભટ્ટારક'નો 'પ્રભાસખંડ'માં ઉલ્લેખ કર્યો છે, પણ પછી એમાં સોળમા સૈકા સુધી ઉમેરા થતા રહ્યા. નવાં પુરાણોમાં 'સરસ્વતીપુરાણ.' 'મોઢપુરાણ' 'ધર્મારણ્યમાહાત્મ્ય' 'વાયુપુરાણ કે વાયડાપુરાણ' ધ્યાન ખેંચે છે. એમાં સમકાલીન ઇતિહાસ જરૂર છે, પણ એની દશા એવી બૂરી છે કે શુદ્ધ ઇતિહાસ તારવવા જતાં આંખો આડે આવી જાય. પ્રબંધસાહિત્ય વિકસ્યું તેમાં 'ભોજપ્રબંધ' જેવાનો તો એકડો કાઢી નાખવા જેવો છે. જૈન સાધુઓએ જે પ્રબંધ–સાહિત્ય આપ્યું છે તે ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસની કેટલીક મહત્ત્વની સામગ્રી સુલભ કરી આપે છે, આમ છતાં એ પોતાના કાલ સુધીની પ્રચલિત અનુશ્રુતિઓનો જ સંગ્રહ છે એટલે એવા પ્રબંધોને ઇતિહાસગ્રંથો તરીકે સંભાનતાં આપણે ખૂબ જ સાવધાન રહેવું જોઇયે. સોલંકી–વાઘેલા–કાલમાં કેટલાંક કાવ્ય પણ લખાયાં છે કે જેમાં પણ ઇતિહાસનાં બિંદુ પડયાં છે. આ બધાંનો પણ સમુચિત રીતે ઉપયોગ કરવાની આવડત કેળવવી જોઇયે. સંશોધકના માનસમાં પ્રમાણ–ભાન ન હોય તો પોતાનાં સંશોધન ટોડના 'રાજસ્થાન' અને ફાર્બસની 'રાસમાળા'ની કોટિથી આગળ વધી ન શકે. ઇતિહાસને માટેની આ બધી કાચી સામગ્રી છે; એને કસોટીની તાવણીમાં તાવીને ઉપયોગમાં લેવી જોઇયે.

ભાટ–ચારણોની વાતોમાં પણ ઇતિહાસ ડુબાઉ જરૂર પડચો હોય છે, પણ એના તાણા–વાણા એટલા પાંખા પડી ગયા હોય છે કે એ ભેળા કરવાનો પ્રયત્ન મોટે ભાગે તો કેવળ શ્રમમાં પરિણમતો હોય છે.

અહીં અરબી–ફારસી તવારીખોનો પણ વિચાર પ્રસ્તુત થઈ પડશે. આપણે ત્યાં અરબી–ફારસી શિલાલેખોની પણ વિપુલતા છે. તત્કાલીન ઇતિહાસ મેળવવામાં સમકાલીન લેખો સારી સેવા આપે છે, પણ ઉત્તરકાલીન લેખોમાંનાં વિધાનોને ચાળણીમાં ચાળીને ઉપયોગમાં લેવાં જોઇયે. વળી સમકાલીન હોય કે ઉત્તરકાલીન હોય, એમાં વર્ણ્ય તરફની આત્મીયતાની ચડતી ઊતરતી માત્રાને કારણે કેટલીક નબળી કડીઓ દબાવી પણ દેવામાં

આવી હોય, તેથી સામે પક્ષે એટલી ઊણપ રહી જાય અને સાચો ઇતિહાસ ઊપસી ન આવે. તત્કાલીન ન હોય તેવા ઉત્તરકાલીન તવારીખકારોએ પૂર્વની તવારીખોનો આધાર લઈને તેમજ વિકસેલી દંતકથાઓનો આશ્રય લઈને વિધાન કર્યાં હોય તો એને બરોબર કસવાં પડે. અનેક અન્ય મુસ્લિમ તવારીખનવેશોની જેમ, સદ્‌ગત રણછોડજી દીવાને સોરઠ અને હાલારને લગતી તવારીખ ફારસીમાં રચી છે તેમાં પણ આવું થવા પામ્યું છે. જે કાંઈ જાણવામાં આવ્યું તે સંગ્રહાવાથી આવું બને એ તદ્દન સ્વાભાવિક છે.

પાળિયાના પ્રકારની જ કહી શકાય તેવી સામગ્રી એ ખતો—દસ્તાવેજો અને પરવાનાની છે. મકાન ખરીદવાને લગતા, મકાન ગિરો મૂકવાને લગતા તેમ ખેતરોને લગતાં આવાં કાર્યોને માટેના દસ્તાવેજોમાં તત્કાલીન રાજાઓનો તેમજ અન્ય અધિકારીઓ અને પંચકુલોનો ઉલ્લેખ થયેલો હોય છે. આમાં પણ સંસ્કૃત ભાષામાં આરંભ અને પછી સ્થાનિક ભાષામાં બીજી ઈબારત હોય છે. મુસ્લિમકાલના આવા સંખ્યાબંધ ફારસી દસ્તાવેજો પણ મળે છે. કેટલીક વાર આવા દસ્તાવેજોમાં તત્કાલીન ઐતિહાસિક પ્રસંગનો પણ નિર્દેશ કરવામાં આવ્યો હોય છે. બદલાતી સત્તાઓના પણ આમાં કેટલીક વાર સંકેત મળતા હોય છે, તો તે તે સ્થાન ઉપર એકથી વધુ સત્તાઓના શાસનનો પણ નિર્દેશ મળતો હોય છે. પરવાના, તામ્રપત્રોના પ્રકારના, ગરાસ વગેરે મળવાને લગતા હોય છે.

ખાનગી કે રાજકીય ચિઠ્ઠીઓ પત્રો પણ ઇતિહાસની મહત્ત્વની કડીઓ કેટલીયે વાર સાંધી આપે છે. ખાસ કરીને ભારતમાં વિલીન થઈ ગયેલાં દેશી રાજ્યોનાં દફ્તરોનો સંગ્રહ ઇતિહાસ માટે વિપુલ સામગ્રી પૂરી પાડે છે. તેથી જ આવી સામગ્રીનો સંગ્રહ અત્યારે અનિવાર્ય ગણાયો છે. કેંદ્ર સરકાર તેમજ રાજ્ય સરકારોમાં 'આર્કાઇવ્ઝ'નાં ખાતાં આ માટે જ ઊભાં કરવામાં આવ્યાં છે. મ્યુઝિયમોની ઉપયોગિતા તો આપણે જાણિયે જ છિયે. આ બધાંનો અભ્યાસ તેમ તપાસણી અને સમય-સુવિધા પ્રાપ્ત કરી, મરાઠી બખરોના પ્રકાશનની જેમ, એનાં વ્યવસ્થિત પ્રકાશન પણ ખૂબ જરૂરી છે.




આજે સરજાયે જતો ઇતિહાસ આવતી કાલનો ભૂતકાલીન ઇતિહાસ થવાનો છે. નિત્ય સરજાતા જતા ઇતિહાસને સાચવનારાં સાધન તે સામયિકો